# પિતાજીનો વનપ્રવેશ

અને

# બીજી વાતો


પૂર્ણાનન્દ મણિશંકર ભટ્ટ

એમ. એ.





મુખ્ય વિક્રેતા

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરોડ : અમદાવાદ

ફેબ્રુઆરી ૧૯૪૭ આવૃત્તિ પહેલી
વિ. સં. ૨૦૦૩ પ્રત : ૧૦૦૦



કીમત

રૂ. ૩-૦-૦

**પ્રકાશક**

રેડીકલ ડેમોક્રેટિક પક્ષ તરફથી
**શ્રી. ચંપકલાલ છનુભાઇ ભટ્ટ**
મીશન રોડ, ભદ્ર, **અમદાવાદ**

મુદ્રકઃ—

મુખપૃષ્ઠથી પાન ૩૨ લગી શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી ઇન્ડિયન આર્ટ પ્રિન્ટરી, રીચીરોડ ફુવારા, અમદાવાદ અને પાન ૩૩ થી અંત લગી શ્રી. કંચનલાલ શાહે ખડાયતા મુદ્રણ કલા મંદિર, ખાડિયા, અમદાવાદમાં છાપ્યું.

# અ ર્પ ણ

મારી આ કૃતિ તેમને ભાંડુ સમ થઈ
પડો તેવી અભિલાષા સાથે મારાં બેઉ સંતાનો

**ચિ. ભાઈ રઘુવીર**

અને

**ચિ. બહેન જ્યોત્સ્નાને**

# પ્રસ્તાવના

સામાન્યત: વાચકો તથા લેખકો માટે ટૂંકી વાર્તાનું માધ્યમ તેમની સાહિત્યયાત્રાનું પહેલું ડગલું બની રહે છે. સોળેક વાર્તાઓનો ફાલ તૈયાર થવા આવ્યો હતો. અંત:કરણમાં ખાત્રી લાગવાથી તથા મિત્રો અને અભ્યાસીઓના મતનું સમર્થન મળવાથી એ પૈકીની દશ વાર્તાઓ ગૂજરાતના સારગ્રાહી સાહિત્યરસિકો સમક્ષ આથી રજૂ કરવા હિંમત કરું છું. પ્રકાશનનું સાદ્યંત કામ ઉકેલવામાં વિવિધ પ્રકારની જે મુશ્કેલીઓ, નિરાશાઓ અને અસંતોષ અનુભવવાં પડયાં છે તે લક્ષમાં લેતાં આજે ખાસ આનંદ નથી થતો; પરન્તુ છેવટેય કામ પાર પડયું જોઇ ચિત્ત કંઇક નિરાંત અનુભવે છે. આ સંગ્રહ પ્રગટ કરવામાં વર્ષોનો વિલંબ થવા પામ્યો છે તેથી સાહિત્યોપાસના પાછળ સેવેલા કંઇક કંઇક મનોરથોને ધક્કો પહોંચ્યો છે; પણ **बलो यसी केवलमीश्वरेच्छा** એ સુત્ર સ્મરી સાચું આશ્વાસન પામ્યે છૂટકો.

આ વાર્તાઓ જેવા સ્વરૂપે ચિત્તની પ્રયોગશાળામાં ઘડતર પામી તેવા નૈસર્ગિક રૂપે જ આલેખાઈ છે. કલા અને કથિતવ્યને જરૂરી લાગ્યો તેટલો જ વાસ્તવવાદનો થોડાવત્તા ઉપયોગ કર્યો છે. પ્રસંગો કરતાં પાત્રોનું મહત્વ મને હંમેશાં મોટું માલૂમ પડયું છે તેથી વાર્તાઓમાંની કેટલીક વાચકોને રેખાચિત્રો જેવી લાગે તે બનવા જોગ છે. પાત્રો અને પ્રસંગોના આ લેખનમાં કલમને કોઇક કોઇક ઠેકાણે યથેચ્છ અતિશયોક્તિ માટે છુટ લેવા દઈ મેં, ઔચિત્યનો ભંગ થવા ન પામે તેમ, સમાજનું અવલોકન કરવા માટેના મારા દષ્ટિ-કોણને સ્પષ્ટ કરવા યત્ન કર્યો છે. દરેક વાર્તા પાછળ નિર-નિરાળો ઉચ્ચ આશય કે ચિંતનબીજ પડેલું છે.

'પ્રેમનો વિજય' એ ગૉટફ્રીડ કેલર નામના જર્મન લેખકની એક લાંબી વાર્તાનો ટૂંકો છાયાનુવાદ છે. જ્યારે 'ખંડિત પ્રિયતમ' માર્ક ટ્વેઇનની એક નાનકડી વાર્તા ઉપરથી સવિસ્તર ઉપજાવેલી કૃતિ છે. બાકીની આઠ મારી સ્વતંત્ર રચનાઓ છે. 'જ્યોતિ અને શહીદ' અગાઉ 'હાયરે હાય કવિ તને કેમ ગમે' એ મથાળા તળે અને 'વસંતનો વિકાસ' અગાઉ 'ઉત્ક્રાંતિની હડફેટમાં' એ મથાળા તળે ભારતી અને પ્રજાબંધુમાં ક્રમે પ્રગટ થઈ હતી.

આ પુસ્તક માટે મને અભિપ્રાયાત્મક લખાણ લખી આપી પ્રોત્સાહન આપવા માટે આપણા જાણીતા લોકપ્રિય સાક્ષર વડીલશ્રી ચુનીલાલ વર્ધમાન શાહ તથા ઊંડા અભ્યાસક અને ઠરેલ નિષ્પક્ષપાતી વિવેચક પ્રો. અનંતરાય રાવળનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તકના પ્રકાશક થવા માટે હું ભાઈશ્રી ચંપકલાલ ભટ્ટનો ખાસ ઋણી છું. તેમની પાર્ટીનો ન હોવા છતાં પણ એક યુવાન બીજા યુવાનને તેની મુશ્કેલીમાંથી માર્ગ કાઢી આપવાનું બંધુકૃત્ય કરે તેમ તેમણે કર્યું છે. અને આ સૌ ભાઈશ્રી ચંદ્રકાન્ત દરૂના સક્રિય હાર્દિક સાથને આભારી છે.

વાચકોને વિનન્તિ કરવી રહી છે કે નાની મોટી ઊણપો ઉદાર ભાવે નભાવી લે અને મુદ્રણ દોષો સૌથી પહેલા પુસ્તકમાં સુધારી લઈ પછી જ વાચન શરૂ કરે. મારી ખાત્રી છે કે સંગ્રહને તેઓ તેની યોગ્યતા મૂજબ ન્યાય આપી અપનાવશે.

૨૩ ડીસેમ્બર ૪૬
૪૭ ગાર્ડન વોર્ડ
મણિનગર, અમદાવાદ.

પૂર્ણાનન્દ મણિશંકર ભટ્ટ

# શુદ્ધિપત્ર

[નોંધઃ—વિરામચિન્હો, હ્રસ્વ—દીર્ઘ તથા સહેલાઈથી સમજી શકાય તેવા મુદ્રણ દોષો વાચકો સુધારી લેશે.]

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | છેલ્લેથી ૩ | આમેઘ | અમોઘ |
| ૭ | ૧૨ | કરાવત | કરાવવા |
| ૨૮ | ૧૮ | નિર્ણ્ત | નિર્ણીત |
| ૩૪ | ૧૫ | ચાચા—માક | ચાચા, માક |
| ૩૯ | છેલ્લેથી ૫ | વિજય | વિનય |
| ૪૪ | ,, ૪ | વિનાયક | વિનયે |
| ૬૪ | ૧૨ | જે જે | જે |
| ૭૫ | ૧૪ | પુત્રને | પુત્રનું |
| ૭૬ | ૭ | મનને | મનનને |
| ૭૯ | ૧ | થારે | મારે |
| ૧૦૫ | છેલ્લેથી ૪ | વચનામૃતો | વચનામૃતો વર્ણાવ્યાં. |
| ૧૩૦ | ,, ૫ | તેને | તેમાંથી |
| ,, | ,, ૪ | રકમમાંથી | રકમ |
| ૧૪૫ | ,, ૮ | અરે | અને |
| ૧૫૬ | ,, | રણુકાતે | રણુકતો |
| ૨૧૧ | ૮ | કાહું | કાહું |
| ૨૨૪ | છેલ્લેથી ૪ | એપરિચિન | અપરિચિત |
| ૨૦૯ | ,, ૫ | નમઃ | નુમઃ |

# અ નુ ક્ર મ ણિ કા

[ ૧ ]

# પિતાજીનો વનપ્રવેશ



જગતનાં દુખિયાંઓની ગણત્રી કરવા બેસો તો એવાં સંતાનોની ગણત્રી કરવાનું ન જ ભૂલી જતા કે જેમને તેમના જન્મદાતાઓની નબળાઈ અને વિકૃતિઓ જ જોવાની અને નભાવવાની મળી હોય; અને જેમનાં પ્રમાણિક હૃદયો સંસ્કારો વગરના ક્ષુલ્લક પિતૃવારસાને કારણે હતાશ બની આત્માના પ્રકાશમાં ઝળહળ થવા કોઈ પણ પ્રકારની આકરી કસોટી માટે ઉત્કટ બન્યાં ન હોય. એવાં વિચારવંતાં સૌ કોઈના જીવનમાં એવા પ્રસંગો એવી એક વયે તો અચૂક આવે જ છે કે જ્યારે તેમનું માનસ તેમના વ્યક્તિત્વને શક્ય તેવી બુદ્ધિની પરાકાષ્ઠાને પામે છે; નિષ્પક્ષપાતપણે ન્યાય બાંધવા બેસી જવામાં તેમને એક પ્રકારની કૃતકૃત્યતા અનુભવવી ગમે છે; અને તેથી સાંપડતી વિવેકબુદ્ધિ જીવન-યુદ્ધ માટેનું આમોઘ આયુધ બની રહે છે.

આ પ્રકારની બુદ્ધિમત્તા તળે ટપકાવેલી આ નાની સરખી કથાનોંધ મને જે કંઈ વસ્તુતઃ અવલોકવા અને અનુભવવા

મળેલું તેના આધારે મારા નાના ભાઈની જાણ ખાતર લખું છું. ઈચ્છું છું કે તે પણ યૌવનના ઉમ્બરે પગ મૂકતાં મારે અનુભવવું પડેલું તેવું મનોમંથન અને પરિવર્તન અનુભવે. અલબત્ત, તેમાં કંઈક દુઃખ તો સમાયેલું છે, પણ સાથે સાથે જીવનતૈયારીનો લાભ પણ મોટો છે... ... ...

[ ૨ ]

એ મનોમંથન અને પરિવર્તન અગાઉ હું પિતાજીને સર્વદા પૂજતી આવેલી. તેમનાં એકેએક કાર્ય, અભિપ્રાય, વલણ, સૌમાં મને આત્મા સાથે જડી હોય તેવી ઉંડી શ્રદ્ધા હતી. પિતાજી તરફના પૂજ્ય ભાવને વશવર્તી રહીને તેમની બધીયે નાની મોટી સેવાઓ હું તેમનો બોલ પડે તે પહેલાં બાલ્યકાળથી બજાવતી આવેલી. નોકરો ચાકરોને ન છૂટકે જ કેટલાંક કામો કરવા દેતી. પિતાજીની દેવસેવાનો સર્વ સાજ તૈયાર કરી મૂકવો, ફૂલો કલામય રીતે અમારા નાના દેવાલયમાં ગોઠવવાં, ત્યાં કંકુ-અબીલ-ગુલાલના સાથિયા પાડી મારા નિર્દોષ ભાવની દોરવણી મુજબ પ્રભુતા રચી દેવી, તેઓ જ્યારે આરતી ઉતારે ત્યારે ખરેખર ધ્યાનમગ્ન બની જઈ તથા રમવાના વિચારો તરછોડી દઈ, આંખો મીંચીને **त्वमेव माता च पिता त्वमेव** વગેરે શ્લોકનું ગદગદિત કંઠે સ્તવન કરવું, એ સૌ ક્રિયાઓને મારા જીવનની મહામોલી તકો ત્યારે હું લેખતી. તે દિવસોની મારી ભાવસમાધિમાં મારાથી ૭ સાત વરસે નાના ભાઈને પણ ફોસલાવી પટાવીને સામેલ કરતી. મારું હૃદય અને આત્મા પવિત્રતાના વાતાવરણથી મઘમઘી ઉઠતાં. ત્યારની મારી અંતર્સ્ફુરણાઓ નિરનિરાળી હોવા

ઉપરાંત અતીવ સુખદ હતી. આજે તે સ્મરણોને આટલાં જ ભાવનામય ગણી સ્મરૂં છું.

[ ૩ ]

એ દિવસો નિર્ગમવા લાગ્યા અને પછી નવા દિવસોનો ઉષઃકાળ શરૂ થયો. જીવનનો બીજો દાયકો ખલાસ કરવામાં મારે બે ત્રણ વરસો ખૂટતાં હતાં.

તેવામાં બાની તબિયત લથડતી ચાલી. મારા પિતાજી અને બા વચ્ચે નહિ નહિ તો દશ વરસનું છેટું હશે. બા લગભગ છત્રીસ–સાડત્રીસ વરસની વયે પહોંચવા આવી હશે.

"સાંભળ્યું !" માતપિતા વચ્ચે સામાન્ય થઇ પડેલા એક સંવાદને હું ઘણી વાર સાંભળતી–અલબત, છાનીમાનીસ્તો. "મારા દેહનો ભરોંસો નથી હવે...હોં...અને તમે ચેતો..." કદીક કદી પોતાના દર્દથી થતી અકળામણના માર્યા બા બોલતી. પિતાજી તેને સંસારી જીવ ગણી હસી વાળતા.

"શું ચેતું ?"

"તમે પુરૂષ આદમી સંસારવહેવારના વટવણાટમાં શું સમજો ? સાંભળો ત્યારે, હું હવે ભાગ્યે જ બે ત્રણ વરસ ગાળીશ. મારૂં મોત મને ચોકખું, દીવા જેવું, નજરે પડે છે."

"ગાંડી રે, ગાંડી...એમ કંઈ મોત ઓછાં રેઢાં પડયાં છે ! શું એ કંઈ મોભારે ચઢી તારા જેવીઓનાં નોતરાં માગતાં હશે !"

"હા, મારૂં કહેવું માનો...ખેર ત્યારે...ન માનવું હોય તો પાછળથી મને ના વગોવતા. આ મરતીનું છેલ્લું વેણ

રાખો. ઓણ ને ઓણ મારી સાવિત્રીનાં લગ્ન કરી નાખો. મારા જીવતેજીવતાં તેને ઠેકાણે પડેલી જોઇ તથા મારા ઘરનો વહેવાર થાળે પડેલો જોઇ હું અંતરમાં ટાઢક વાળી ચાલી જાઉં ......"

" તું તો છેક જ સંસારી રહી. આટલાં વરસો મારે ત્યાં ગાળ્યાં છતાં પણ કંઇ પાસ ન બેઠો. મહાદેવજી એની મેળે સૌ જોગ ઘડશે. હું ઊઠીને ક્યાં વર શોધવા જાઉં? કૈલાસ-નાથ ભોળા શંભુને સૌ કોઇની ફિકર પડી છે. 'ધણીનો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી નવ ફરે; કૃષ્ણને કરવું હોય તેમ કરે...' એ પદ શું ભૂલી ગઇ? તને મૂળથી જ ભગવાનમાં વિશ્વાસ હોય તેમ લાગતું નથી. જેની મારા વહાલે નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારી અને ભકતોની ભીડ ભાગી તેમ તે મારી ઓપટી પણ ચૂકવશે. સૌ ભાર મેં તો હવે તેને શિરે નાખ્યો છે..."

પિતાજીનાં ઉપરોક્ત વચનો આજે પુનઃ પુનઃ યાદ આવ્યાં કરે છે. પણ...હા...પણ તે વખતે જે પૂજનીયતા તે જગવી ગયાં હતાં તે આજે ક્યાં છે? એ જ વચનોને ત્યાર પછીની ઘટનાઓના પ્રકાશમાં ચારિત્ર્યની કસોટીએ ચઢાવવાના મમતથી તો આ વૃત્તાંત આજે લખી રહી છું; અને તે માટે જ ભૂતકાળને વફાદારીપૂર્વક યાદ કરવો પડશે... ...

પણ તે દિવસોમાં તો પિતાજીનાં એ જ વચનો સાંભળી બાને ખોટો વલવલાટ કરવા માટે ઠપકો દેવા મન અધીરું અને ગરમ થઈ જતું. પિતાજી તો 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ' એવા અનન્ય સ્થિતપ્રજ્ઞ જ ભાસતા.

મારી બા સંસારી જીવડો ! બીચારીને તેની એકની એક દીકરીનાં લગ્ન સાંભરે ! ભાઈનું જનોઈ સાંભરે ! તેનું વેવિશાળ ક્યાં બંધ બેસી શકે તેવાં નાતજાતનાં કુટુંબો સાંભરે ! સૌ દુન્યવી જબોજથા સાંભરે ! પણ પિતાજીનો તેને માથે રોજ ને રોજનો આક્ષેપ કે, "પરમેશ્વર—એ એને ન સાંભરે."

છતાંય આજે બાને સંભારતાં અમારી પ્રત્યેના તેના અનન્ય વહાલ માટે, મારા પિતાજીના ઘર માટે તેણે જે કંઈ કર્યું, જે ભોગો આપ્યા અને સહન કર કર કર્યું–( કારણ કે પિતાજી મૂળથી જ કંઈક અવ્યવહારૂ તુમાખી અને મમતીલા)–એ સૌ સંભારતાં મારો પાલવ ભીનો થાય છે. 'ગૃહિણી ગુણવંતી' એ શબ્દો મૂકી તેના શાંત, સૌમ્ય અને એકધારા કર્મયોગને આજ સ્મરણાંજલિ આપવી પડે છે. હિંદુ સમાજજીવનની એ મૂંગી પ્રદીપ–શિખા સમી હતી. તેની કેળવણી, તેના સંસ્કારો, તેનું ગજું વગેરે વિચારતાં તેણે અમારા સૌની સ્વાર્થરહિત સેવાઓ બજાવી હતી તેમ કહી શકાય. પણ પિતાજીની પેલી 'સાધુ–ચરિતતા'ને લીધે બાનુ જીવન–ચિત્ર મોળું પડી જતું. મારી સ્મૃતિ પર પણ ત્યારે બા કરતાં પિતાજીના આકર્ષણની આભા વધુ તેજદાર પડેલી. ખેર, ભક્તિના ઉઘાડયા દોષોથી કોણ વંચિત રહ્યું હશે. ?! અને વગર પાપ–બુદ્ધિએ અન્યાયો ક્યાં નથી કરી બેસતા ?!

બાની વિનવણીએ પિતાજી 'દુન્યવી' બની મારાં લગ્ન આટોપે તે અસંભવિત જ હતું; અને બા પોતાનું વચન પૂરું પાડવા—દેવલોક સીધાવવા—જાણે હાથે કરીને માંદગીમાં ઊંડી ઊતરતી જતી નહોય તેવી કૃતનિશ્ચય બનેલી લાગતી હતી. સંસારની સ્પષ્ટ ઝાંખી કરનાર બા મૃત્યુની પણ ઝાંખી કરી ચૂકી હતી કે શું ?

"બેન..." એક દિવસ હું તેની સેવાચાકરીમાં પથારી પાસે બેઠી હતી ત્યારે બબ્બે વરસનો એકધારો મંદવાડ ભોગવ્યાથી લાકડા જેવા દુબળા થઈ ગયેલા તેના હાથે મારો વાંસો પંપાળતાં બા બોલી.

"બેન, તું મોટી થઇ ગઇ ખરું ? સત્તરમું બેસી ગયું...વરસોને જતાં વાર ન લાગી...ભાઇ પણ એકાદ દશકો વટાવી ગયો હશે. સાંભરે છે કે કાલે જ તે કાલુંઘેલું બોલતો હતો અને તારા હાથમાંનું ખાવાનું તેને હાથે બચકું ભરીને પડાવી લેતો. મારાં બેઉ બાલુડાં મોટાં થઇ ગયાં, ઊગી ઊઠયાં. પણ ચકલાંનો આ માળો વીખેરાય તેમ કદાપિ ઊડી જશો મા."

આધુનિક લગ્નોથી ગભરાઈ બા આમ બોલતી હતી ? ના, પણ કુળ, કુળની લાજ, કુટુંબની અખંડિતતા એ સૌની આંટીઘુંટી વગેરેને બા જેવી સાહજિકવૃત્તિથી ચોકકસ રીતે સમજતી હતી તેમ અમારા ધર્મપરાયણ પિતાજી નહોતા સમજતા.

"બેન, તું પરણે......"

"બા, હું તારી પાસે નથી બેસવાની...આ ચાલી..."

"પણ લગ્નની વાતથી આમ શાદને અકળાય છે, સાવિત્રી ! મરતી મા તરફ પણ આવું વલણ રાખીશ ? ના, મા ના. જરા બેસ. થોડી વાત ગળે ઉતાર...પછી...પછી તને કદીયે નહિ પજવું...જો તું પરણે અને તારો સંબંધ સારે ઠેકાણે બંધાય તો મારા મૂઆ પછી નાના ભાઇને પણ લાભને ! તેના બનેવી ને તારાં સગાં તેને પણ સાચવે; આપણું

ઘર સંભાળવામાં મદદ કરે અને કદાપિ કોઇનું દીઠું પડે જ નહિ. તું શું સમજી, કહે: જોઇએ ?"

"મારે કંઇ નથી કહેવું. તારી લવરી બંધ કરીશ ?" મેં આ વકયો સહેજ છણકાથી કહ્યાં. પણ આજ તે વાક્યો તપેલી સોયો માફક કાનમાં ભોંકાય છે. બાના શબ્દો પાછળ વ્યવહારૂતાના નગદ કીમિયા પડયા હતા; અને તેમાંનો બાનો અનુભવનીચોડ પણ કેટકેટલો સચોટ હતો ?!

બાનો મંદવાડ વધતો ચાલ્યો; લંબાતો ચાલ્યો; તેથી સૌ કોઇને મન દુર્લક્ષ પણ બનતો ચાલ્યો. છેવટે કઠોર વાસ્તવિકતાએ પિતાજીને કંઇક ટકોર કરી. મારાં લગ્ન આટોપવા નહિ પણ 'આ માંદલી' હવે ઝાઝા દહાડા નહિ કાઢે તેની પ્રતીતિ કરાવત. માંદગીનાં ત્રણેક વરસો પસાર થઇ ગયાં. બાની જીવન–શકિત હવે ઝડપભેર ક્ષીણતા અને શૂન્યતા તરફ ઘસડાતી જતી હતી.

અનેક વિનવણીઓ કર્યા પછી પણ ઘરબારની બાબતોમાં કંઇપિણ ધાર્યું પરીણામ ન લાધ્યું, ત્યારે બિચારી બાએ બોલવું બંધ કર્યું. "તમારાં લાગ્યાં તમે ભોગવજો...હું તો પ્રભુના દરબારમાં આ ચાલી...ભગવાન પાસે માગી લઇશ કે દુનિયામાં જનમ આપતો જ નહિ. અને છતાંય આપે તો બૈરાનો ભવ તો જોઇએ જ નહિ. છતાંય કદાચ કંઇ પાપ બાકી રહ્યું હોય અને સ્ત્રીનો મનખો આપે તો આ ઘરમાં નહિ જ નહિ."

જેને પિતાજી 'સંસારી જીવડો' કહેતા હતા તેના આ ઉદ્ગારો ?! અને પિતાજી પ્રત્યે આ સૌ ગુપ્ત બળાપો ?! આ કેવી ગુણચોર ?...નિષ્ઠુર ?...પ્રભુમય પિતાજી અને તેમના ઘર માટે આ શબ્દો ? આવી જ તેની અનુભવગણત્રીની ચોખવટ ?

વરસોનાં વરસો તેણે પિતાજીની સંગાથે જીવન ગાળ્યું તે આ શબ્દો કહેવા પૂરતું! તેમને તે ન ઓળખી શકી! અને જુઓ તો ખરા, તેનો કેવો મમત! મરતાં મરતાં તેણે હંમેશાં મને, મારા નાના ભાઈને, અને બીજાં સગાંસ્નેહીઓને સંભાર સંભાર કરેલાં; પરન્તુ પિતાજી પ્રત્યે તો ટાઢી નિર્લેપતા... ...

"તમે આઘા ખસો." જ્યારે જ્યારે તેઓ તેની મૃત્યુ-પથારી પાસે બેસી, ઉપનિષદ્‌ના શ્લોકો તેની આખરી સદ્‌ગતિ અર્થે નિકટ આવી, તેના કાનમાં ઉચ્ચારતા ત્યારે તે ઉપરોક્ત શબ્દોથી અકળામણ કાઢી તેમને દૂર થવા કહેતી. પિતાજી તેના દુન્યવી રાગદ્વેષ અને ડહાપણ પાછળ સ્હેજેય દોરવાયા હોત તો જ શું તે સુખી થવા પામી હોત?!

[૪]

બાની છેવટની વેળાએ ચાકરી કરવા અમારાં માશી મુંબઈથી આવી ચઢ્યાં. મારા કરતાં આઠ નવ વરસે તે મોટાં હતાં. પણ સ્ત્રીઓમાં એ વયનું છેટું બહુ મોટું નથી ગણાતું. છતાંય અમારી વચ્ચે માત્ર આછાં બહેનપણાં જામ્યાં. આવતાં વેંત તેમણે ઘરના કામકાજની લગામ સંભાળી લીધી.

માશી કોલેજમાં ભણ્યાં હતાં. સ્ત્રીસંસ્થાઓમાં વિવિધ પ્રકારે સેવા-ફાળો આપી જાજ્વલ્યમાન વ્યક્તિત્વ સંપાદિત કરી ચૂક્યાં હતાં. યુવાન જનતાની પ્રવૃત્તિઓમાં સારી પેઠે અથડાઈ કૂટાઈ ખડતલ બન્યાં હતાં. બેકાબુ ઉન્માદથી પીડાતા કંઈક કોલેજીઅનોનો ગર્વ અને મવાલીઓની નિર્લજ્જતા

પોતાની ચંપલોના પ્રહારમાં રગદોળતાં તેમણે નષ્ટપ્રાયઃ કરેલાં. પ્રેમની, લગ્નની, સાહચર્યની કંઈ કંઈ ભાવનાઓ ને ફિલસુફી તેમણે પોતાના યૌવનના પ્રારંભકાળમાં અનુભવેલી; એટલું જ નહિ પણ સંખ્યાબંધ યુવકોને તેમણે પ્રેરેલી પણ ખરી. તે બિચારાઓના મનોરથોને સળવળાવતાં તેમનામાં કારમા અજંપા ઊભા કરેલા અને તેમની પ્રવૃત્તિઓને તલસાટમાં ફેરવતાં પાનો ચઢાવેલો. અધિષ્ઠાત્રી તો તે ઘણા ઘણાનાં બની ચૂકેલાં... ...

તેમને અંગે શુદ્ધ ખાદી દીપતી; સેંથામાં સિંદુર અને નેણમાં કાજળનાં આછાં અંજન શોભતાં; તોળી તોળીને તેઓ બોલતાં; માર્ગ સૂચન કરાવવા બોલતાં; મનની મક્કમતાનું ભાન કરાવવા બોલતાં; પોતાના અનુભવનિચોડ પ્રમાણે ‘આમ જ થાય’ અથવા ‘આમ જ થવું જોઈએ’ તેમ સામાના મન પર ઠસાવવા તેઓ બોલતાં; કહી પણ શકાય કે વ્યક્તિત્વના જાદુમાં સૌ કોઈને તાણવા તેઓ અભ્યાસબદ્ધ ઢબછબથી બોલતાં... ...

બાની માંદગીની ધમાલમાં તેમનું ઊંડું પિછાન કરવા ત્યારે મને અવકાશ જ ક્યાં હતો? પણ હું સદૈવ માનભર્યું અંતર સાચવીને હરતી ફરતી, ભાઈને સાચવતી, અભ્યાસ કરતી અને બતાવવામાં આવેલું અથવા તો હૈયાની સુઝે નજરે ચઢેલું સૌ કામકાજ કરતી.

માશીની કુનેહથી ઘરમાં ડૉકટરોની અવરજવર શિસ્તબદ્ધ બની. નોકરો ચાકરોના ટાંટિયા વેગીલા બનતાં ઘર પ્રવૃત્તિથી ભર્યું ભાદર્યું બન્યું. સગાંસંબંધી, ઓળખીતાં પાળખીતાં વગેરેમાં બાની માંદગીનો જોઈતો પ્રચાર થવાથી અમારા શાંત અને

સૌમ્ય વાતાવરણવાળા ઘરમાં પ્રવૃત્તિના ધબકારા ગાજવા લાગ્યા. અંદોલનોમાં મૃત્યુની અદબ ગુંજવા લાગી. મારી અને બાની મુલાકાતો પર પણ માશીએ 'મનાબંધી' મૂકી.

*  *  *

"કેવી કાર્યદક્ષતા ધરાવતી અદ્ભુત છોકરી!" માશીની ગેરહાજરીમાં—અને તેમની હાજરીમાં તેમને કાને આ શબ્દો અથડાય તેમ—પોતે જાણે તેમનાથી અંજાઈ ગયા ન હોય તેવી રીતે, સૌ કોઇ આગળ પિતાજી આ અભિપ્રાય ઉચ્ચારતા.

"બેન સાવિત્રી, જોયું? તારી માશી માફક ભણીગણી હોંશિયાર થઇ જા. એકથી લાખ રૂપીયા સુધી તારા ભણતર પાછળ બગાડવા હું તૈયાર છું. પણ મારૂં ધન ઉગી નીકળવું જોઇએ."

હવે માશીના કાર્યપ્રદેશમાં પિતાજી સહાય મદદ આપવાની તમન્ના સેવવા લાગ્યા. ક્યારેક ક્યારેક કોઈ નાના ટચુકડા, લાડઘેલા અભિધાનથી માશીને સંબોધીને તેઓ કહેતા પણ ખરા કે—

"રેકુ (માશીનું રૂક્મણીદેવી નામ હેતપૂર્વક ટૂંકાવી બનાવટી અકળામણ દાખવતાં તેઓ તેમને હાક મારતા ત્યારે) હવે તમે-તું આરામ કર. અમારે ખાતર બહુ તસ્દી ઉઠાવી. હું તો ખરેખરો મુઝાયો—અકળાયો હતો...પણ ચાલો હવે...પરમેશ્વરે તને મોકલીને લાજ રાખી અને મારા દોહ્યલા દિવસોમાં પાછું વાળીને જોયું." વગેરે વગેરે.

પિતાજીનું કહેવું સત્તર આના અને બે પાઇ સાચું હતું. અમારા ઘરની વેગીલી બનેલી નાની મોટી બધી જ પ્રવૃત્તિ-

ઓનું માશી ઉગમ-સ્થાન બન્યાં હતાં. કોઇ પાણીદાર ઘોડાને ચમકાવી ચમકાવીને ચાબુકના પ્રહારો કરવામાં આવે તેમ અમારા નાના જગતને તેમણે થનગનતું બનાવી મૂક્યું હતું. સર્વ વસ્તુઓ કે કાર્યોનું નિર્માણ, નિયોજન, સંકલન, પૂર્ણાહુતિ વગેરે ઇશ્વરને ભરોંસે મૂકનાર પિતાજી પણ માશીએ મુકરર કરી આપેલા કાર્યક્ષેત્રમાં સમાઇ જતું બધું કામકાજ યંત્રવત્ બજાવતા ચાલ્યા. માશીના વ્યવહારૂ દોરી-સંચારમાં નિમિત્ત માત્ર બનવું તેમને માટે સાવ સહેલું—અને સાથે સાથે અહોભાગી પણ ખરૂં—નિવડ્યું. હવે તેમનામાં જડ ઘાલી બેઠેલી બેડાકુ ધાર્મિક વૃત્તિ પણ રજા લઇ રહી હતી !

“ મારી સાળીએ આમ કર્યું અને મારી સાળીએ તેમ કર્યું...” વગેરે શબ્દો ઉમળકા અને પ્રશંસાજનક આશ્ચર્ય સાથે પિતાજીના ગળામાંથી અવારનવાર ગુંજવા લાગ્યા.

“ રેકી, મુંબઇના તારા કાગળો આવ્યા છે. એ મેં ટેબલ પર મૂક્યા છે. તારી ટપાલ તો જબરી કંઇ! ” માશીની નાની મોટી સર્વ પ્રવૃત્તિઓને પિતાજી મોટું સ્વરૂપ આપતા અને તેમની ખાસિયતોને સંતોષવા તથા પ્રોત્સાહિત કરવા ઉભે પગે ખડા રહેવાની ચીવટ પણ પ્રદર્શિત કરવા તે ચૂકતા નહિ. એટલું જ નહિ પણ તે વ્યક્ત કરવાની તકો શોધી શોધીને કે ઉભી કરીને તેઓ અપનાવતા.

માશીનો આખોય વર્તાવ—વ્યક્તિત્વ—તેમના સતત આત્મ-અભ્યાસનું પરિણામ હતું. તેમની પ્રત્યેક હિલચાલ પાછળ ગણત્રીઓ પડી હતી. તેમની પ્રત્યેક નજરમાં કાર્ય પાછળના હેતુ પરના તેમના અંકુશની ઉષ્મા ચમકતી. માશી ખરેખર

અદ્વિતીય હતાં. સુધારો, કેળવણી, પ્રવૃત્તિ, યૌવન, આત્મ-નિરીક્ષણ, સ્વમૂલ્યાંકન, નારીસ્વભાવ સુલભ સૌ કંઈ પ્રવૃત્તિઓ, સાચી યા ખોટી પણ વિકાસ અને પ્રગતિ માટેની ઈરાદાપૂર્વકની તથા ઉતાવળિયા કૂચકદમ—એ સાનો મેળ સાધતાં એક ઉત્કટ નવનારીત્વનો તે સારરૂપ સરવાળો પણ હતાં. અત્યાર લગીની ટૂંકી જીવનયાત્રામાં બહોળી દુનિયા તેમણે 'દેખી લીધી' હતી; અને જગતને પોતાનું પોત પણ એક સૈનિકની નિષ્ઠુરતાથી કે વિના સંકોચે તેમણે બતાવી આપ્યું હતું. એ હતો તેમનો દિગ્વિજય...ખરેખર માશી અનન્ય હતાં. મારી બાની ચાકરી કરવા આવનાર, મારા પિતાને મદદગાર થઈ પડવા આવનાર, અમને ભાઈબેનને માતૃવાત્સલ્યની પડનાર ખોટ ટાળવા આવનાર માશી મારે મન વંદનીય થઈ પડવાં જોઈતાં હતાં... ...

તેમની ને મારી વચ્ચેની નિસ્બતમાં વડીલશાહી સત્તાગીરી મેં જ તેમને સ્વેચ્છાએ લેવા દીધી હતી. મારું માનસ તેમની આગળ નમતું તોળતાં લઘુતા અનુભવે તે સ્વાભાવિક હતું.

## [ ૫ ]

છેવટે વિધાતાએ નિર્મેલો એ ક્રૂર દિવસ આવી પહોંચ્યો. બાના જીવન-પ્રદીપે છેલ્લો ઝબકારો ફેંક્યો ન ફેંક્યો ત્યાં તો સદાને માટે અમારા ભાઈબહેનના જગતમાં તેણે બુઝાઈ જઈ માતૃ-વાત્સલ્યનું તિમિર પાથરી દીધું. "જેવી હરિની ઈચ્છા," પિતાજીએ ઉચ્ચાર્યું. હું મોટી થવા આવેલી એટલે એકાંત ખૂણે ચાર આંસુડાં સારતાં રોઈને રહી. આશ્વાસનની હૂંફ આપવા

પ્રયાસ કરતાં માશીની બાથમાંથી છટકી જઈ ઉપરથી તેમને બે ચાર ઠોંસા લગાવી દઇ ભાઇ તો છૂટો પડયો; અને સૌને બેબાકળાં બનાવી મૂકતું છાતીફાટ રૂદન કરી વગર ખાધેપીધે ઊંઘી ગયો.

બાના જીવનની ટૂંકી કરૂણ આખ્યાયિકા ખતમ થઈગઇ. જીવનની ફાવટ ઝડપવામાં તે જીતી ન હતી અને સંસારનું સરવૈયું પણ તે બિચારી માટે તો સંતોષકારક ન જ ગણી શકાય. પણ ખેર મૃત્યુ પછી તે મારામાં જબરૂં સ્નેહપ્રેમ જગવતી ગઇ. તેની 'ટૂંકી જીવનની કલા'ને પારખતાં તેની છેલ્લી ઇચ્છા મુજબ મેં ભાઇની બરદાસ્તનો ભાર કર્તવ્યરૂપ ગણ્યો. નાના ભાઇને વાત્સલ્યની અમાપ ખોટ પડી હતી. સમજણ શકિત પરિપકવ થયેલી ન હોવાથી બાની સાચી પિછાનનો લાભ દૈવે તેને લેવા દીધો ન હતો; અને સાચી સમજ વગર કોઇપણ વ્યકિત માટે અનુરાગ જન્મતો જ નથી.

બા પ્રત્યેનો:અનુરાગ અને સ્મરણ મારે તેનામાં પ્રગટાવવાનાં હતાં. માતાના મૃત્યુ પછીનાં પ્રત્યાઘાતી આંદોલનો કે પાછળની અસરોની વાત જરા તપાસીએ. માશી પ્રત્યાઘાતોથી કે તેવાં આંદોલનોથી પર હતાં. પુરૂષસમોવડી થવાના વર્તમાન યુગમાં ઠેકાણે ઠેકાણે ફૂંકાયેલા પવનમાં કોડઘેલાં બનતાં તેમણે પોતાના જીવન–નાવને લાગણીબળના પ્રવાહમાં કદાપિ તણાઈ જવા નહોતું દીધું. પુરૂષોની તેજસ્વિતાની હોડમાં પાછી ન પડે તેવા પ્રકારની અસ્મિતા, આગ્રહશીલ આત્મશ્રદ્ધા, ખેવના અને કર્તવ્યપરાયણતા તેમનામાં હતાં. તેમની નિશ્ચળતા આગળ તેમના સંસર્ગમાં આવતાં કોઇને પણ તેમના આદેશો કબુલવા પડતા.

તેમની આવી પ્રેરક ગણાય તેવી હાજરીમાં બાની ખોટ કુટુંબનાં માણસો, નોકરો ચાકરો સૌમાં ભૂલાતી ચાલી. તેમની પ્રતિભાના ઓળા ઝીલતું સૌ કોઈ યંત્રવત ઘટમાળમાં જડાઇ ગયું. એ શક્તિ:માટે તેમને હૃદયપૂર્વક પ્રશંસવાં રહે છે. ભાઇને માનાં સ્મરણોમાંથી ઊઠતો ઉદ્વેગ શાંત પાડવાનું મારૂં કામ હું બજાવતી. છતાં પણ માતા વિહોણા બનવાથી ક્ષુભિત બનતી તેની લાગણીઓના ઉભરાને બહાર આવવા દેવામાં હું કદી પણ તેને વારતી નહિ. મારી એનામાં શેતલ-વૃત્તિની જ ફરિયાદ કરતાં.

મારાના તંત્રની પ્રખરતા તાલબદ્ધ હતી; અણનમ હતી; તેજસ્વી અને વિજયી પણ હતી. પણ તેમાં હૃદયની છેડાતી તંત્રીઓના સંગીતની મુલાયમતા, મૃદુતા, તન્મયતા કે માદકતા નહોતાં. તેમાં ભાઇને આત્મિયતા સાંપડશે કે કેમ તે વિચારવા મેં તસ્દી ન લીધી.

હવે રહ્યા પિતાજી... બાના મૃત્યુએ તેમને કેવું નવઘડતર આપ્યું હતું ?

[ ૬ ]

બાના મૃત્યુ બાદ ત્રણ ચાર માસ પછી ઉનાળાની રજાઓ વિતાવવા હું તથા ભાઈ એક સ્નેહીના કુટુંબમાં મહેમાન બનીને ગયાં. દોઢ બે માસ ખૂબ આથડયાં. મહાબળેશ્વર ગયાં. પશ્ચિમ ઘાટોના સૃષ્ટિસૌંદર્યનાં પાન કર્યાં, માથેરાનની શિતળ ટેકરીઓની મઝા આત્માની પરિતૃપ્તિ થાય તેટલી ચાખી. આંખના પલકારામાં જૂન માસની નવમી–દશમી–શાળાઓ ઉઘડવાના દિવસો નજીક અને નજીક આવતા ગયા.

ચૈત્ર વૈશાખ પાકી ગયા હતા—હિંદુસમાજમાં પાકે છે તેમ...

પાંચમી છઠ્ઠી થતાં તો ઘેર જવા અમે સ્વાભાવિક રીતે અધીરાં બન્યાં. વળી તેમાંય પિતાજીની વરસગાંઠની આઠમી તારીખ આવતી હતી તેથી અમારૂં દિલ પણ ઘર પ્રત્યેનું એક એક પ્રકારનું અકથ્ય આકર્ષણ અનુભવી રહ્યું હતું.

અમે ઘેર આવ્યાં. રાતના દશેકનો સુમાર થયો હતો. અમારી ગાડી બંગલામાં પેઠી. મેં ધાર્યું કે પિતાજીની વરસગાંઠનો દિવસ ઉજવવાને અમે વેળાસર આવી પહોંચ્યાં છીએ તેથી તેઓ જરૂર ખુશ થશે. પરન્તુ અરે ! કેમ સર્વ શૂન્યતા છવાઇ હતી ?!

ભાઇને આંગળીએ પકડી હું દાદરનાં પગથિયાં ચઢવા લાગી. છેલ્લું પગથિયું આવ્યું અને અમારા ઘરના દિવાનખાનાના મુખ્ય બારણા આગળ અમે આવી ઉભાં રહ્યાં. અમને જોતાંજ હીંચકા પરથી કૂદી માશી દશેક ડગલાં છેટે માથા પર સાલ્લાનો છેડો સમારતાં આડુ ફરી ઉભાં અને પછી કંઇક કામ સાંભરી આવ્યું હોય તેમ અભિનય કરી અંદર ચાલ્યાં ગયાં.

હીંચકો થંભાવતાં પિતાજી કંઇક ઝંખવાણા પડી ગયા. પૂર્ણ બનાવટી અહંતાથી ગળાના આછા ખરખરા સાથે અમને આવકારવા આવ્યા.

એ પ્રત્યે નિઃસ્પૃહતા દાખવી નાટકી અદાથી મૂક પડકાર સાથે હું ભાઇને આંગળીએ વળગાડી મારા ખંડ તરફ ચાલી ગઇ. મેં માશીની સત્તાવાહક ચાલે ચાલતાં જોશભેર રૂવાબથી મારો ખંડ ઠીકઠાક કરાવવા નોકરને લબડધક્કે લીધો. ખંડ વળાઈ ગયો. બેસવા જેવો સાફસુફ થતાં અમે ભાઇબહેન

નિરાંત અનુભવવા મથતાં બેઠાં. નોકર પીવાનું પાણી લાવ્યો.

"રામા !" મેં અસાધારણ અને આકસ્મિક પ્રાપ્ત કરેલા ધૈર્યને કાયમી રીતે સ્થિર કરવા પ્રથમ સફળ પ્રયાસ કર્યો.

"શું કરીએ બેન ! બાપાજીને જે સૂઝ્યું. એ ખરૂં. તમે બે સંતાનો હતાં તો ! શું કમીના હતી ? તે આ ઉંમરે ફરી પરણવાનું......" તેની આંખોમાંથી ઉભરાતો આંસુપ્રવાહ તેણે પોતાના ફાટ્યાતૂટ્યા ફાળિયાના છેડે લૂછ્યો.

[ ૭ ]

ડગલે ને પગલે ઈશ્વરને સંભારનાર, તેને આશ્રયે પડનાર પિતાજી મારે માટે એક અણઉકલ્યો કોયડો થઈ પડ્યા. તેથી તો સાધારણ કાળજવાળું માણસ ઈશ્વરમાંની આસ્તિકતા ખોઈ નાસ્તિકતાના બહારવટે જ ચડે. પણ જીવનમાં કેવળ આવેશને અવકાશ આપે શું વળે ? ત્યારથી ઈશ્વરને હરઘડી ગોખનાર મારે મન માનવતાનો શત્રુ થઈ પડ્યો છે. જેનો ઈશ્વર કોટ્યાવધિ જોજન દૂર દૂર ઉંચે આવેલા સ્વર્ગમાં જ બેઠો છે તેનાથી ચેતતા રહેવાની સલાહ આપનાર એક અંગ્રેજ નાટ્યકાર વિષે એક વખત અમારી શાળાના એક શિક્ષક ઘણું બધું રસપ્રદ કહ્યું હતું. શું તે ફિલસુફીમાં કંઈ તથ્ય નથી ?! જીવનમાં તેવાથી કદાપિ થાપ નહિ ખાવાના તો મેં સોગંદ લીધા છે... અને વૃદ્ધત્વ ?

વૃદ્ધત્વ એટલે વિકૃતિ, અનિશ્ચિતતા, યૌવનમાં જે કંઈ સોણુલાંરૂપ માત્ર રહ્યું હોય તેની પાછળ તાણી જનાર

પિપાસાને વધવા દેનાર અશક્તિ; લોલુપતાને નાચે નાચવાની મનોદશામાં પલટાવી ઘસડી જનાર પરાધીનતા...પણ... પણ... સર્વદેશીય સમતુલા જાળવતાં સાચી ધન્યતા અને વગરથી જેણે યૌવન ગાળ્યું હોય તેનુંજ વૃદ્ધત્વ દીપે... ...

બીજા લગ્ન વખતે પિતાજી એકાવનમા વરસના ઉમ્બરમાં પ્રવેશતા હતા. એ હતો તેમનો 'વનપ્રવેશ'...ના, ના, 'નવયૌવન-પ્રવેશ.'



[ ૨ ]

# મૃ ગ યા



બ્રિટિશ સરકારે આપણા આ પાપભીરૂ દેશમાં શસ્ત્રબંધી દાખલ કરી અને વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીએ "અહિંસા"ના પ્રણવથી રાષ્ટ્રના વાતાવરણનું અણુએ અણુ ભરી દીધું ત્યારથી "મૃગયા" શબ્દ લેખકો તથા વાચકોની સૃષ્ટિમાં સૌ કોઈને મન અળખે થઈ પડયો છે. આ ટૂંકી વાર્તા દ્વારા અમારો ઇરાદો કંઈ તેનો પુનરોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા કરવા, કરાવવા કે કરાવરાવવાનો નથી. અને શરૂઆતમાં જ અમે એક નિખાલસ વાત કરી નાંખવા માગીએ છીએ કે, આ ઘટનાનો નવલો નાયક કોઈ આયુધધારી, લોહીપિપાસુ શિકારી પણ નથી. વળી કથનની રજૂઆત પહેલાં જ અમે એ સ્પષ્ટતા કરવા પણ ચૂકતા નથી કે, તે કોઈ રાજકુટુંબમાં અથવા મ્લેચ્છ યોનીમાં અવતરેલો પણ નથી. સિનેમામાં તમે જુઓ છો તેવો તિજોરીફાડુ અમેરિકન ગઠિયા ટોળીનો તે એક સભ્ય કે પતિયાળાનરેશ સાથે વનોથી છવાયેલી હિમાલયની કંદરાઓમાં હાથીની અંબાડીએ ચઢી શિકાર ખેલવા જતો કોઈ

ફૂટપુષ્ટ અને પારકી મહેમાનગીરી ભૂખ્યો હત્યારો અંગ્રેજ પણ તે નથી. ઉપરાંત, વાચકોનું હૈયું હેઠું બેસે—કારણ કે એ વિશાળ વર્ગમાં કોઈક કોઈ લાગણીપ્રધાન નવયૌવનાઓ હશે; માનવતાથી છલકાતાં હૈયાંવાળી તથા ઉચ્ચ કોટીના રસાસ્વાદ અને દયાર્દ્રતા સાથે હિસ્ટિરિયાનો વ્યાધિ સંગ્રહી રહેલી પરદુઃખભંજન વિક્રમ સમોવડી કોમલાંગીઓ પણ હશે—તે માટે અમે વધુ ખાત્રી આપીએ છીએ કે, આ વાર્તામાં કોઈ પણ ઠેકાણે હૃદયના મર્મસ્થાન પર કુઠારાઘાત કરે તેવા દ્વંદ્વ પ્રસંગો કે શરસંધાનથી હત્યા નિપજતાં લોહીનાં ખાબોચિયાં ભરાયાની, રુવાટાં ઉભાં થયાની, શિકારનો ભોગ બનનારના વિકળ કરી મૂકે તેવા ઉચ્છ્વાસો, આર્તનાદો અને કિકિયારીઓ ઊઠયાની નોંધ સરખી પણ આલેખી નથી. વળી તમારા હૃદયને કલુષિત કરી, જુગુપ્સા પ્રગટાવતાં શરીરમાં કારમી અરેરાટી ફેલાવી, મનને બેબાકળુ કરી મૂકીને, હૃદયને ફફડાવતાં, આત્મામાં પુત્કારયુક્ત કાગારોળ મચાવે તેવો, રૌદ્રરસનો સંભાર પણ અત્રે આલેખવા પ્રયાસ સરખો પણ કરવામાં આવ્યો નથી...

## [ ૨ ]

ફાટફાટ થતી જુવાનીના તરવરાટથી એક પ્રકારની રમઝટમાં સદાય મસ્ત રહેનાર નવલને ત્યારે "મૃગયા" તેના જીવનનો એક પ્રધાન વ્યવસાય થઈ પડયો હતો. આત્મપ્રસન્નતાને કાજે તેની મીટ યૌવન અને સૌંદર્ય પર જ હંમેશાં ચીટકેલી રહેતી; તેનાં આયુધો હતાં તેની નિર્દોષ અસ્મિતા, રસથી સદાય છલબલ રહેતું ચિત્તાકર્ષક સ્મિત અને ઈશ્વરે ઘડેલો સુદૃઢ, સપ્રમાણ, સ્વાસ્થ્ય નીતરતો દેહ... ...

નવલ માતપિતા વગરનો ઓશિયાળો બાળક હવે નથી રહ્યો. સ્વાર્થી સ્નેહવાલાંઓની કટુતા અને ટાઢી-ઊની વેઠીને તે જીવન-ઘડતર પામ્યો છે; છતાંય તેની આંતરિક મુગ્ધતા તો તેણે જેવી ને તેવી તાજી ને અખંડિત જ રાખી છે. જીવનના બે દાયકાએ તે વટાવી ચૂક્યો છે. સંસારસાગરમાં ઝંપલાવવા માટે તેની પાસે પૂરતી સામગ્રી કે તૈયારી—તેમાંનું કશું જ નહોતું. તેથી અંગ્રેજી પાંચ-છ ચોપડીઓ ભણી સંસાર-વ્યવહારની મજલના છેક છેલ્લા પાટલેથી તેણે જીવન-દોડ શરૂ કરી; તેનું સ્વાસ્થ્ય તેની મદદે ધાર્યું... ...

× × ×

કોઈક મિલમાં સાંચા ખાતામાં તેણે રાતપાળીની નોકરી કબૂલી લીધી. સામાન્યતઃ શ્રમજીવી દુઃખિયાંઓથી ભરેલા તેના જગતમાં તે લહેરખડો નવજૂવાન ગણાતો. પણ ક્યારેક ક્યારે તે ગંભીર બની જઈ મોં વિશાદપૂર્ણ કરી દેતો ત્યારે તેના મુકદ્દમને પણ તેને સમજાવી પટાવી સાચું કારણ પામવાની સુખદ જિજ્ઞાસા જન્મતી; અને તે પામ્યા પછી તેને રમૂજના વાતાવરણમાં આણવો એ સૌ કોઈને માટે ભારે ગમ્મતનો વિષય થઈ પડતો. જલ્લાદ જેવો ફાંટાબાજ, આધેડ ઉંમરનો તેનો મુકદ્દમ પણ તેને 'બચ્ચા' કે 'મેરા લડકા' વગેરે લાડનાં ઊષ્મા ભર્યાં અભિધાનોથી પુકારી પોતાના સ્વાભાવિક સ્નેહમાં તેને તરબોળ કરી મૂકતો. તેના જીવનને ઘસી રહેલી કાળ-કરવતની કરકરી કટુતા તેના સુખદુઃખભાગી સાથીદારોની સાહજિક અને હમદર્દી ભરી નિખાલસતાથી સહી શકાય તેવી બનતી. સરહદ ને પંજાબના પઠાણો, શીખો, રામપુરી

ભૈયાઓ તથા અન્ય હલકી વર્ણના સંગાથીઓ વચ્ચે યંત્ર-વાદથી ગૂંગળાતા જગતમાં, પર્વતોની મહાકાય કરાળ ભેખડો વચ્ચે એકાદ ફાટમાંથી ઉગી નીકળેલા કોઈ સુગંધીદાર અને નયનલુબ્ધક રંગોવાળા સુકોમળ છોડ જેવો ઉચ્ચ વર્ણનો એકલો પડી ગયેલો આ યુવાન શોભતો.

[ ૩ ]

... પણ તેનું જીવન ખૂબ જ અનિયમિત બની ચૂક્યું હતું; તેમાં ગેરવ્યવસ્થાનાં પારાવાર જાળાં બાઝ્યાં હતાં. તંદુ-રસ્તીથી નીતરતા પોતાના નૈસર્ગિક સૌંદર્યમાં રાચતાં, કપડાંની ખાસ ટાપટીપ વગર, ગમે ત્યારે અને ગમે તે સ્થળે, સાહજિક-વૃત્તિનો સળવળાટ થતાં નવલ રખડવા ઉપડી જતો. આછા કંઠસંગીતની ધૂનમાં ને ધૂનમાં પવનમાં ઉડતાં પોતાનાં ખુલ્લાં કપડાંના ફરફરાટમાં તે ક્યાંય નીકળી જતો. રસ્તામાં તે એક કે બીજે માર્ગે ઘણાનું ધ્યાન આકર્ષ્યા વગર રહેતો નહિ. રસ્તામાં સલામો કરનાર, 'દોસ્ત' કહી વાંસો ઠોકનાર, હોટલમાં ખેંચી જઈ ચ્હાપાણી કરાવનાર ઓળખીતા પાળ-ખીતાઓ, મિત્રો વગેરે તેને ઉપરાછાપરી મળતા. સૌ પ્રત્યે તે અમાપ અને એકસરખી મમતા વર્ષાવતો. આવી રીતે કશા જ ધ્યેય વગર નિજાનંદમાં મસ્ત રહી ફરવા નીકળવું તેને તે પોતાની મૃગયાના એક હળવા પ્રકાર તરીકે ઓળખાવતો. તેની આવી મૃગયામાં માનવતાનું જોમ વ્યક્ત કરવાની તકો આપતા નાના નાના શિકારો તો તેને ઘણાય મળી રહેતા. એ લતમાં ચોવીસે કલાક તે સદાય પ્રવૃત્ત રહેતો; છતાંય 'મોટા શિકાર'— કે જે એક જ શિકારે જીવન ધન્ય બની

જાય—તેની ઝંખનાની પાછળ જાગતાં અને ઉંઘતાં તેનું હૃદય ઝૂરતું રહેતું. તેને ય તેના નિરાળા જીવનની 'અંતરગત ઊણપ' તો ખટકે જ ને ? મૃગયા—કે જેની યોજના તાત્વિક સખ્ય કે રસ ખાતર તેને જીવવું ગમતું તથા જગત અને જીવનની અમાંગલિક અને ભરખી ખાતી કડવી વાસ્તવિકતાને જેની હૂંફે મહાત કરવા તે સદૈવ ઉત્કટ રહેતો—તે મૃગયા તેનો એક જ માત્ર અનેરો આનંદ કે અંતિમ વ્યવસાય થઇ પડે તેમાં કોઇને નવાઈ પામવા જેવું પણ શું હોઈ શકે !

[ ૪ ]

દિલના રંજન ખાતર ખેલાતી તેની મૃગયા અહિંસક હતી ! આદરણીય અને કોઈ કોઇને અનુકરણીય લાગે તેવી પણ હતી ! દુઃખદર્દથી પીડાતું કોઈ નવલને રસ્તામાં ભેટી જવું જોઈએ. પછી ભલે તે ગમે તેવું અજાણ્યું હોયને ! જગતમાં જાણ્યા અજાણ્યાનો ભેદભાવ તો તેણે ધમંડીઓને સોંપ્યો હતો. આવા દુઃખી પાત્રને યથાશક્તિ સહાય આપવામાં નવલ મૃગયાનો આનંદ અનુભવી લેતો. બાળકો અબલમાં માર્ગને ચાલી જતી ભોળી, અબુધ માતાઓની નજર ચુકાવી પેલાં ફૂલડાંઓને પાછળથી ચીસકારા કે સીસોટીઓના ધ્વનિથી તે કિલકિલાટ હસાવતો; અથવા તો એકાદી ચોકલેટ કે પીપરમીટ તેમના પાછળ લટકતા હાથમાં પકડાવી દઈ તે પંથ કાપી દૂર થતો. ભૂલાં પડેલાં કંઈક ભુલકાં તેણે કોમળ ઠપકા અને આછા સ્મિત સાથે તેમની હૈયાસુની માતાઓને હવાલે કર્યાં હશે !

અકસ્માતમાં સપડાયેલું કોઇક તેની નજરે ચઢી જવું જોઈએ; અને પછી નોકરીઓકરીનો 'ટેમ' વીતાવા દઇ, ઉપરીના ઠપકાની પરવા કર્યા વગર, તે તેને હૉસ્પીટલે ખસેડતો. વખત આવ્યે કોઇને ખાતર ગાંઠના પૈસા ખર્ચવા પડે તો તેનો હાથ એકદમ તેના લાચાર ખિસ્સામાં ગરક થઈ જતો.

...અને જે દિવસે કોઈ એકાદ આવું સુકૃત્ય તેના હસ્તે થઇ જતું તો તેનું મોં ચોવીસે કલાક લગી હાસ્યથી મરકતું મરકતું બની જતું. તેનાં નેત્રોમાં આનંદ અને કર્તવ્ય બજવણીથી લાધતા આત્મસુખનાં આછાં આંસુ છલકતાં. રસ્તામાં તેના માર્ગમાં સામી મળતી રૂપગર્વિતાઓ અને યૌવનાઓ સામે પોતાની લાગણીઓની ફૂલ–કલગી ધરી ધન્ય થવા તે ભાવભીનું એકાદ હાસ્ય સાહજિક રીતે ફેંકતો. અલબત, તેમાં સાચા યૌવનના ધબકારા કોઈક જ સાંભળતું. બાકી ઘણાં ખરાં તો તેના વર્તાવને નિંદ્ય ગણી મોં મચકોડતાં. કોઇક તેના પ્રત્યે તીરછી નજરે રોષપૂર્ણ કટાક્ષ ફેંકી 'મૂઓ' શબ્દો વાપરી દેતાં; ત્યારે વળી કોઇક બીજાં તેના તરફ થૂંકી પોતાના અકારણ તિરસ્કારને ઢાલવવાની ધૃષ્ટતા કરતાં જાતીય પવિત્રતાના દંભને કર્તવ્ય સમજી સંતોષ માની લેતાં.

પણ એ હાસ્ય પોતે કોના પ્રત્યે ફેંક્યું ? શા માટે ફેંક્યું ? તેનો કેવો પ્રત્યાઘાતી પડઘો પડ્યો ? તેની સહેજેય ખેવના કર્યા વગર આ લહેરખડો જુવાન પોતાના રાહમાં વેગીલી ઉત્સાહ–પૂર્ણ ગતિએ જનવ્યવહાર સોંસરવો તીરની માફક પસાર થઈ જતો. સામાન્ય નારી સ્વભાવની ક્ષુલ્લકતા કે છીછરાપણું લક્ષમાં લેવા અને તેથી રંજ પામવા ક્યારે ક્યારેક તો તેની પાસે જાણે ફુરસદ સરખી પણ નહોતી. તે તો પોતાના શિકાર-

પાત્ર યૌવનને કે સૌંદર્યને કલાકાર કે કવિહૃદયમાં સ્ફુરતા ભાવથી અંજલિ ધરી દેતો. અને તેમ કરતાં શરમાવું, શરમથી આત્મપૃચ્છાની ગડમથલમાં લપેટાવું, તે તેના સીધા સાદા અને ઉચ્ચ કેળવણીથી સાધતી કૃત્રિમતા વગરના મગજને મુનાસીબ નહોતું.

...અને કયારેક કોઈ યૌવના તેના સ્મિતનો આવકારદાયક પ્રત્યુત્તર વાળતી ત્યારે તેના મગજમાં સ્વર્ગીય સુરભી મઘમઘી ઊઠતી. તેનું હૃદય થનગનતું. તે ફુલ્યો ફાલ્યો બની બમણા ઉત્સાહ અને આવેગથી મુક્ત વંટોળ માફક થોડી અલૌકિક ક્ષણો અનુભવી લેતો. મનમાં કંઈક તુક્કા સુઝતા તો તે એવી યૌવના સાથે બે ચાર રમુજી વાકયોની આપ લે પણ કરી લેતો: પરંતુ તેના કે પોતાના અંતરમાં જુગુપ્સાની આછી સરખી છાપ પડવા દીધા વગર જ... ...

કોઈક વધુ છૂટ લેનારી પાછળ તે તેના ઘર લગી ઢસડાતો અને ત્યાર પછી કદીક કદી પુનઃ તે રસ્તામાં સામી આવતી દેખાતી તો સીગાર પકડેલો પોતાનો હાથ આછી સલામ કરવા સંદિગ્ધ રીતે ઊંચો કરી "આ યૌવન એ યૌવનના દીલનું સાક્ષી છે", તેવા સૂચક સ્મિત સાથે ઓળખાણ તાજી કરતો... ... ...

જીવનમાં તેને કશાનાં બંધનો નહોતાં. જવાબદારી કે પરવશતાથી તે સદાય અલિપ્ત રહેતો. પોતાના દુઃખ કે માંદગીની વેળાએ કોઈને તસ્દી ન આપવી પડે તે માટે તે કયાંક સરકી જતો. અને પાછા આવ્યા પછી પોતે કોઈક રમણી સાથે સહેલગાહે ઉપડી ગયો હતો તેવી અર્ધ દિલચસ્પ અને અર્ધ મજાક ભરી બાની, કવિઓને સુલભ એવી કલ્પનાની

છાંટમાં સુશોભિત કરીને, તેનાં આતુર સાંભળનારાં સમક્ષ વહેતી મૂકતો.. તેથી કેટલાંક અંજાતાં; કેટલાંક તેવી વાત સાંભળી તેને ધન્યભાગી લેખી મજાકમાં ઉડાવતાં; ત્યારે કોઈક પામી જતું કે, ભાઈસાહેબે જુઠ્ઠાણાનો ગુબ્બારો ઉડાડ્યો છે. તેવાંઓ તરફ સંમતિસૂચક અર્ધ મીંચેલ નેત્રે તે કટાક્ષ કરી લેવા ચૂકતો પણ નહિ. "ભલે ત્યારે! ન માનો તો રહ્યું. પણ આપણે બંદા જિંદગી એમને એમજ લહેરમાં ગાળવાનાછીએ." જીવન કેમ ગાળવું કે કેમ ન ગાળવું તેની જરા સરખી સભાનતા વગર અથવા, વ્યામોહ વગરના તત્ત્વદર્શીની ઝમકથી તે ઉપરોક્ત શબ્દો ઉચ્ચારતો. સાચે જ તેનું જીવન એક વિમુક્ત નિર્બંધ ઝરણું હતું.

[ ૫ ]

અને જે છેલ્લા મહાન—એકજ માત્ર—શિકાર માટે સદૈવ તેની આંખો ખૂંતેલી રહેતી તેને પ્રાપ્ત કરવાની યાદગાર તક પણ તેને એકદા આવી મળી.

રવિવારની શાંત શીળી સંધ્યા નમતી હતી. દિવસ ભર ઉંઘી પૂર્ણ તાજગી સાથે નવલ ઊઠ્યો. મોં ધોઈ કરી અસ્ત્રીબંધ કપડાં પહેરી બનીઠનીને 'મૃગયા' પર ચઢવા તે કટિબદ્ધ થયો. તેણે પાળેલી બિલાડીએ પણ ઘર વસાવાનું છે તે પામી જઈને તેમાં પૂરાઈ ન જવાના ઈરાદાથી "મિયાઉં... મિયાઉં"...કરતાં સળવળાટ કર્યો અને બારણા તરફ આસ્તે કદમ કરી નવલને આંબી લેવા દોડી.

"રાંડ! અપશુકનિયાળ નહિ તો શું ! મારા ટીપા દૂધ-માંથી તને પીવડાવું છું તોય ગુણચોર બની ? નિરાંતના વાર રવિવારે પણ તારે આડા ઉતરવાનું ? પૂરવ જનમની વેરણ નહિ તો બીજું શું !...અરે રામ! આજે પણ પેલી મૃગયા ખાલી જશે તો વાત જશે આવતા...અને આગ્યે જતા કોઈ અણદીઠા રવિવારે......ખેર...ત્યારે, નાસવા દે હવે..."

ઊંચા મને અને આછા વહેમને વશ થઈ તેણે બારણાં ભભ-ડાવ્યાં, તાળું લગાવ્યું. પોતાના અસલ કંઠસંગીતની આછી સુરાવટમાં રાખેતા મુજબનાં તેનાં નખરાં, હાસ્ય અને હાવ-ભાવ ભળ્યાં. તેની આગેકૂચકદમીમાં એકાએક તે અટવાતાં અચકાયો. રસ્તામાં બળદ ભડકતાં એક ગાડું વણસ્યું હતું અને માર્ગ રૂંધાયો હતો. પાછળ એક વિકટોરિયા ગાડીના ગાડીવાને ઘંટડીની જોરદાર ઘોષણાથી કાન ફોડયા. રાહદારીઓ અટકાવાથી નવલ પણ એક ખૂણે અદબવાળીને બનાવટી સલુ-કાઈથી સ્થિતપ્રજ્ઞ સરખો ઉભો રહ્યો. તેની ઉપલકિયા ધીરજ પાછળ તેનો અંદરનો મનવો તેનાં સાપોલિયાં જેવાં સળવ-ળિયાં નેત્રોથી તળે ઉપર થતો હોવાની સાક્ષી પૂરતો હતો. આ ફરજિયાત રોકાણની પ્રત્યેક ક્ષણ તેનો અમૂલ્ય આનંદ કે કોઈ સુચોત્રડિયાની તક ખાઈ રહી હતી તે તેને સાલતું હતું. તેથી અણગમાની તથા કંઈક મુલાયમ ગુસ્સાની વિદ્યુત્ આછા સરખા શારીરિક મરડાટથી તે વ્યકત કરતો હતો. છેવટે તેનાં નેત્રો પેલી વિકટોરિયા પર પડયાં... ...

મૃગયા......બસ......મોજ......

તેના આત્મા, હૃદય, માનસ—સૌએ ઉત્કટ ચિત્કાર મચાવી મૂકી તેના દેહપિંજરમા ચેતનનો જુવાળ આણ્યો. તેમાં એક અપૂર્વ લાવણ્યવંતી નવતરૂણી બેઠેલી તેણે નિહાળી.

તેનાં નેત્રોમાં પ્રમત્તતાનો નશો હતો. જન્મી ત્યારથી જ જાણે કોઈ પાણીદાર યૌવનના વિદ્યુત્‌–ચમકારામાં નેત્રનિર્વાણ પામવાને તે સૈવ અધીરી રહેતી આવી ન હોય તેમ વિહ્‌વળ લાગતી હતી; અને એ વિદ્યુત્‌–ચમકારની શોધમાં સદાય પોતાના નયનયુગ્મને તે ક્ષિતિજ પર ચોંટાડેલું રાખતી હોય તેવી તે નવલને લાગી. તેનાં નેત્રો અકસ્માત નવલ પર પડતાં સહસા પ્રફુલ્લિત બન્યાં અને તરત જ આછાં સંકોચાયાં. પ્રકૃતિના આદેશને સન્માની લઈ બનાવટી નિઃસહાયતા આગળ કરીને તેણે નવલને શરસંધાન માટે તક આપી... ...

'જન્મ લઈને જેની શોધમાં પોતે વીસે વરસોની કપરી અને દુઃખદ મજલ કાપી હતી તે રૂપસુંદરી આજ... ..." નવલની અંતરવ્યોમમાં આકર્ષણ અને લાગણીઓના પ્રલયપૂરને ઉમટાવતાં અદમ્ય જુસ્સાથી સહસા એક અવાજ ઊઠ્યો અને રહી રહીને તેને પજવતો ચાલ્યો.

પછી તો ઉભયની આંખોએ લડી લીધું. મહાત બનતાં ઉભય હાર્યાં અને ઢળી પડ્યાં—પરસ્પરને સ્વીકારીને અને સાદ દઈને... ...

આકસ્મિક હિંમતને પરિણામે ધ્વનિત થયેલા અસ્પષ્ટ ત્રુટક શબ્દો અને નેણને ઇશારે સંકેતસ્થાન નક્કી થઈ ગયું. તે જ રાતના એક આલેશાન સિનેમામાં આ બેલડી રસતૃષા છિપાવવા અધીરી બની ઊતરી પડી. ખેલ પૂરો થતાં તરુણીને તેડવા આવેલી મોટરમાં જગત સાથે સંતાકુકડી રમતાં ઉભય પ્રેમીઓ શહેરથી દૂર આવેલા કુદરતના એક રમ્ય સ્થાનમાં પહોંચી ગયાં.

ચાંદની રાત હતી. લહેરિયાં લેતા એક નાના સરોવરિયાનો તટ તેમને પ્રેમની પ્રાથમિક સંવેદનાની સુરાવટો પ્રસરાવવા માટે પશ્ચાદ્‌ભૂમિકા તરીકે ગમી ગયો. કુદરત અદ્વૈતનું ગાન વહેવરાવી જડ ચેતનને એકપ્રાણ બનાવી રહી હતી. તેમાં આ બેઉ પ્રેમીઓ પણ સમાજસ્થાપિત અકુદરતી લજ્જાની માઝા મૂકી એક બીજામાં તન્મય બનવા પ્રકૃતિના વિરાટપ્રાણમાં, પોતાની અહંભાવી સભાનતાનું અસ્તિત્વ મીટાવી દઈ, એકપ્રાણ બની ગયાં. અપૂર્ણ જગતમાં આજે ઉભયે પૂર્ણતાની સુખસમાધિ અનુભવી. પળ અને અનંતતા, સ્થળ અને વિશ્વ, સૌ તદાકાર બની જતું તેમને ભાસ્યું. એક અપૂર્વ વિશ્વ–ચેતનામાંથી પસાર થતાં તેમણે સહજીવનની ભવ્યતાનાં સંદર્શન કર્યાં.

છેવટે તે બેલડી રસના વિહાર–વિશ્વમાંથી સ્થૂળ પર ઊતરી. વધુ મિલનની ગોઠવણોના વેંત રચાયા. શૉફરને વિશ્વાસમાં લઈ યોગ્ય સૂચનો અપાયાં. અંતિમ આલિંગનો અને ચુંબનોના રસપૂર્ણ વૈભવ પછી પુનઃ શહેરમાં પોતપોતાના નિવાસસ્થાને આવવા ઉભય પરવર્યાં. છૂટાં પડયાં પણ કોઈ નિર્ણિત સંકેત સ્થાને જ.

* * *

બીજા પ્રાતઃકાળે નવલે ઊંઘમાંથી જાગી આંખો ખોલી ત્યારે તેનો આત્મા તેના દેહપ્રાસાદમાં અપૂર્વ તાજગી પામતો તેને લાગ્યો. પોતાને અત્યાર લગી અગોચર રહેલા રહસ્યમય પ્રદેશની યાત્રામાંથી તે પોતાના હૃદયમાં સુખદ ગ્લાની ભરી લાવ્યો હતો. તેના મોં પરની ગુલાબી સુરખી તેણે સમેટી

સીધેલી પાકટ કિશોરાવસ્થાને અંજલિ આપી રહી હતી. નૂતન ભાવાનુભવોની કબુલાત તેના પ્રત્યેક હલનચલનમાંથી રહીને છતી થતી હતી.

[ ૬ ]

એક...બે...ત્રણ...પંદર...પચીસ..મુલાકાતી મૃગયાનો આંક માઝા મૂકતો ચાલ્યો. આ મૃગયાએ નવલ પાસે અમાપ અંતર ઓળંગાવ્યું હતું. તે હવે કોઈ અગમ્ય પ્રદેશમાં અભિન્ન રહેવું પસંદ કરી ઢસડાયે જતો હતો. ચોમેર ગોપનતા હતી. જે શિખર પર તે ચઢ્યો હતો ત્યાંથી નીચે નજર કરતાં તેને માનવસમાજ વહેંતિયાંઓની મરૂભૂમિ જેવો લાગતો હતો. સાથે સાથે તે ઊંચાઇ એટલી તો ગગનચુંબી થવા પામી હતી કે જો ત્યાં તેને ચક્કર આવે તો ઊંડે ઊંડે, સાપની જીભ માફક લપકારા લેતી, શુષ્કતાની ફરસબંધી પર તે પટકાય અને તેનું નામનિશાન લોપાયા વગર ન રહે. કેટલીક વખત આ વસ્તુસ્થિતિ તેની નજર સામે ચમકારો કર્યો ન કર્યો કરી તેને વિચારશીલ બનાવતી. જ્યારે ગંભીરપણે તે શોચતો ત્યારે તેને કમકમાં આવતાં. પણ તેમાંથી બચવાનો આધાર મેળવવા માટે તે પોતાની પ્રિયતમાની તરફ બમણા પ્રેમાવેગથી ઢસડાતો. પ્રિયતમા પણ પોતાની છાતીમાં તેનું મસ્તક લઇ તેના કેશકલાપમાં પોતાનાં આંગળાં પરોવી મૃદુતાથી પંપાળતી અને ચુંબનો દ્વારા તેની વિહ્વળતા હડાવી દઈ નવલને ફરી પાછા વ્યોમના તારલાઓ તરફ મીટ માંડતો કરી દેતી.

છતાંયે એટલું તો કહેવું બાકી જ રહે છે કે જો કમનશીબી સાંપડે તો નવલને શોધવા માટે પાછળનાંને એંધાણી સરખીય મળે તેવું હવે રહ્યું નહોતું. અને આટલી પ્રેમ-

સ્નિગ્ધતા છતાંય બેઉ વચ્ચે એક આડ હતી, વિશ્વ વળુંધતાં પણ ફેટું ન ભાગે તેવી આડ પેલી પ્રેમજાદુગરણે અનભિજ્ઞતાથી ઊભી કરી હતી. ઉભય પરસ્પરને મન નામ, સ્થળ, કાળ અને વ્યવસાયથી બંધાયેલી એવી વ્યક્તિઓ નહિ પણ કુદરતના વિરાટ આયોજનમાં લહેરાતાં મુક્ત નરનારી હતાં. એવી અપરિચિત દશા જ બેઉની મૃગયાની મઝા અનેક ઘણી વધારી મૂકતી. કલ્પનાને જોમ મળતું; પરીપ્રદેશોમાં રાચવા માટે મનમાન્યા રંગોની ભભક ને મિલાવટ પ્રાપ્ત કરી શકાતી. સ્વમાનશીલતા અને તન્મયતાની એકાકાર બનેલી આભા ઉભયને જાદુઈ રીતે ભેદી નિર–નિરાળાં વ્યક્તિત્વમાં ચકચુર કરતી.

પણ આ અકલિત સહવાસે નવલના જીવનમાં મૌનની, ગંભીરતાની, કહો કે વ્યક્તિત્વ સર્જનની નિષ્ઠા ભરી ઊંડી કાવ્યસરિતા વહેવરાવવી શરૂ કરી હતી. કામકાજનો વ્યવસાય વ્યવસ્થિત બનતો ચાલ્યો અને તેની પાછળ જુના જગત પ્રત્યેની નિર્લેપતા પથરાઈ. પહેલાંની લાપરવાહ તથા બીનજવાબદાર કહાણીઓ જોડીજોડીને સહકાર્યકરોનાં ઝુંડો પોતાની આસપાસ જમાવવાની ટેવ મુકાતી ચાલી. ઉદાર સ્વભાવ ગૌરવવંતો બનતાં તેની માનવતાને અહંતાના ઓપ ચઢતા ચાલ્યા. જાતમહેનત કરતાં પૈસાના બળે તેણે સૌને સંતોષવા માંડયાં. નાણાંના અભાવે હંમેશાં કુમાશવાળું રહેતું તેનું પાકીટ હવે પૈસાથી ફાટફાટ રહેતાં અક્કડ બનવા લાગ્યું.

[ ૭ ]

—" પણ તેને એ શૃંખલામાં જકડાવું પડશે. રહેવાદેને ભવાટવીની નીરસ મજલના તારા એ કોડ...વગર લગ્ને

તું જે માણી શકે છે તેને લગ્નના બંધનમાં ઠીંગરાવી દેવાની કુમતિ તેને ક્યાંથી અને ક્યારે સૂઝી ?..."

નવલની પ્રિયાએ તાકેલું મૃગયાનું આ કાતીલ તાતું તીર નવલની એક અંતરગત ઊંડી આશાને આરપાર સોંસરવું છેદીને વિસ્મૃતિના પ્રદેશમાં અલોપ થઈ ગયું. પ્રિયતમાની પસંદગી તથા ખાત્રી પર પોતાના જીવન સર્વસ્વનો મદાર બાંધવામાં નવલે પવિત્ર અને પ્રેમપ્રેરિત ફરજ માની.

"હું સદા તારી જ છું અને આ જન્મ તારી જ રહેવાની. છતાં પણ દૈવવશાત્ છૂટાં પડી ગયાં તો હૈયામાં સદાસર્વદા તને જ રમાડતી રહીશ. મારા શ્વાસોચ્છ્વાસમાં તારાંજ સ્મરણો ફૂંકાતાં રહેવાનાં. એકેય વરસ મારા જીવનમાં એવું પસાર થવા નહિ પામે કે જેના વસંતકાળે આપણે...આપણે..." વાસનાએ બોલનારનું ગળું રૂંધી નાખ્યું. શબ્દો કરતાં સંકેતથી જ ભાવની પતાવટ થઇ ગઇ. નવલ ન સમજ્યો માત્ર લક્ષ્યાર્થ. લગ્ન નહિ પણ સ્વેચ્છાપૂર્ણ સાહચર્ય. નવલે હકારસૂચક ડોકું હલાવ્યું. મર્મની માથાઝીકમાં પડવાનું તો તેણે કૉલેજમાં શેલી ને કાલીદાસ શીખતી તથા અમેરીકાની સિનેમા આલમની રંગલી નગરી હૉલીવુડના નાવિન્યવાદમાં રૂમઝુમતી પ્રિયાને શિર ક્યારનું ય ફગાવી દીધું હતું. માતાના બોલથી બાળક ફોસલાઇ પટાઈ જાય તેમ નવલનું મન ફોસલાઇ ગયું. પ્રિયાના મોહબાણના માધુર્યે તેનામાં અવિચળ વિશ્વાસ અને શ્રદ્ધાનું સંગીત ચિરકાળ માટે પૂરી દીધું.

જીવનઉલ્લાસ કાજે વપરાતો 'મૃગયા' શબ્દ વિવેકપુરઃસર વર્તતાં હવે તો નવલ ભૂલેચૂકે પણ તેના મોમાંથી સરકવા દેતો નથી. તેની જૂની ઊર્મિઓ હવે ઓસરતી જાય છે.

સાગરસમું માઝા વગરનું જીવન પ્રેમસરિતાના કાંઠાઓ વચ્ચે રહીને સુવ્યવસ્થિત બને તેવી ઝંખના તેને ઉપડે છે. પ્રેમ તેના હૈયાનો ઈમાનદારીભર્યો આતશ થઈ પડે છે. જીવન-સાર્થકતાની ઝાંખીમાં હવે તેનું મન ખૂંતેલું રહેતું જાય છે. તેનો આ આત્મઅભ્યાસ તેને વિકાસના રાહે પ્રેરી રહ્યો છે. પેલી સુંદરીના માન્ય પ્રિયતમ થવા માટે સોળે કળાએ પોતાના વ્યક્તિત્વમાં તેને ગૃહસ્થાઈ મહોરાવવાના કોડ જાગતા જાય છે. કુદરતી નિર્દોષતાથી ભર્યો ભર્યો લાગતો સદૈવ કિશોર જ રહેવા જાણે ન જન્મ્યો હોય તેવો, નવલ ધીરોદાત્ત બનતો જાય છે... ...

[ ૮ ]

"સાલ્લા !... ચોર ! બદમાશ !... કોઈ આવો ... આવો...મારી નાખી રે..."

બૂમરાણ નવલની પ્રિયાની હતી. કુદરતની કુંજમાં તેમના એકાંતિક પ્રેમ-મિલનની માદકતા તોડવા અકસ્માત આવી ચઢેલા પિતાને વેગળેથી જોતાં તેણે સમયસૂચક વ્યુહ અજમાવી દીધો હતો.

પ્રિયા, તેના પિતા, વફાદાર પ્રાણી માફક સદાય મૂંગી સેવા બજાવતો શૉફર અને બૂમાટો સાંભળી દોડી આવેલા રાહદારીઓ નવલ પર તૂટી પડ્યા. એ પણ એક કમનસીબ રવિવાર જ હતો કે જેણે તેને અનેકવાર સ્વર્ગીય સુખની ચારૂતા ચખાડ્યા પછી આજે એક કાચી જેલનો મહેમાન બનાવ્યો હતો.

* * *

"સાબ, મેં ઉસ્કો દો તીન સાલસે પેછાનતા હું. બહોત વખ્ત ઉસને બેઈમાની, બદમાશી ઔર ઔરત કામદારોં કી છેડતી કી હૈ..." વગેરે વગેરે. ગુન્હેગારનો ભૂતકાળ કલંકિત આલેખી બતાવવાની પેરવી કરતાં પ્રિયાનો પિતા—એટલે કે જે મિલમાં નવલ લોહીચૂસણિયા મહેનત મજૂરી કરતો હતો તેનો શેઠ—નવલને પુત્રતુલ્ય ગણનાર મુકાદમને ન્યાયની અદાલતમાં સાક્ષીના પાંજરામાં પુરાવી, તેની જીભને અવળી વાતો ઉચ્ચારવા દબાણ વાપરી રહ્યો હતો...

બચાવના ધમપછાડા મારવા જતાં નવલનું કશું જ ન વળ્યું. તેથી તો ઊલટી તેની કહાણી જગબત્રીશીએ ચઢી. પેલી ચપલાએ તેની પાસે એક પણ એંધાણ એવું જવા દીધું નહોતું કે, જેના પુરાવાના બળે તે પોતાને બચાવી શકે. અસંભવિત બચાવના વધુ પ્રયાસો નવલને ઓલામાંથી ચૂલામાં ફંગોળે તેવા હતા. કમનસીબીની નિર્લજ્જ કથા મેજીસ્ટ્રેટની કલમમાંથી ટપકતી ચાલી. મૃગયાનો કરુણ કેજ નવલ સમક્ષ કટાક્ષમય નિષ્ઠુર હાસ્ય રણકાવીને તેને અપાર મૂંઝવી રહ્યો હતો.

એક આબરૂદાર યુવતીના દાગીના લૂંટી તેને વ્યથા પહોંચાડવાના ગુના બદલ ફોજદારી કોર્ટે તેને ત્રણ વરસની સખ્ત મજૂરી સાથે ટીપ આપી. "મૃગયા" શબ્દ નવલના જીવનમાં ભૂતાવળ ચિતર્યા ભણકાર સમો બની ગયો.

[૯]

કારાવાસનાં ત્રણે વરસો કાળની ઝાપટમાં હળવાં ફોતરાં જેમ ઊડીને અનંતતાને સીમાડે જઈ પડ્યાં. નવલ આજે

બહાર આવવાનો હતો; પણ તે માટે તેને આનંદ નહોતો રહ્યો. રહ્યોસહ્યો કંઈપણ ઉમંગ હોય તો પણ તેની કથળેલી તબિયત તેને છાવરી લેતી હતી. જેલની કાયા-તોડ મહેનત મજૂરીએ નહિ પણ તેના માનસે અનુભવેલા આકસ્મિક પલટાએ એ પરિણામ આણ્યું હતું. પોતે એવો દુર્બળ બની ગયો હતો કે, પોતાની જ આ કાયા છે તેનું કબૂલી લેવા પૂરતા હોશકોશ પણ નવલમાં નહોતા રહ્યા. વિકરાળ ડાચાં જેવા જેલના દરવાજા બહાર લથડપથડ થતા નવલને એક વ્યક્તિએ ભેટી લીધો. તેને આંસુવડે નવરાવી તેની ક્ષમા માગી અને આગ્રહપૂર્વક તેનો માર્ગ દોરતાં આશ્વાસનની સંજીવની સૂંઘાડી.

"બેટા, ચલો મેરે સાથ, મેં કભી તુઝ કો નહિ છોડુંગા. મૈંને મેરી કસૂર કા પ્રાયશ્ચિત કર લિયા હે. ઓ બદજાત ઔરતકુ મેં પૂરા પહોંચુંગા...ઔર...ઔર જો તેરી દિલકી ઉમીદ હો તો વો રંડીકું તેરી સામને અભી ખડા કર......"

"ચાચા-માફ કરો. જીવનમાં મારે હવે નારી-જાતનો પડછાયો પણ ન ખપે. જે થોડા દિવસો આ જગતમાં કાઢવાના છે તે ફરી પાછી મહેનત મજૂરી કરી ખતમ કરવા દો. કોઈ મિલમાં મને જલ્દી ઠેકાણે પાડી આપો તોય બસ છે......"

"ઓ મિલ ઔર ઓ શેઠ મૈંને છોડ દિયા હૈ. મેં તેરી બહાર આનેકી રાહ દેખ રહા થા. બેટા તુઝકો મૈંને બહોત ધોખા દિયા. અબ મેરી સાથ ચલ..."

જગતમાં પગ મૂકવા માટે નવલને ઠેકાણું નહોતું. તે મુકાદમની સાથે ઊપડ્યો. જતાં વેંત જ પુનઃ માંદગીને

બિછાને પટકાયો. મુકાદમની બાળવિધવા પુત્રી રતને તેની તનતોડ સેવા ચાકરી ઉઠાવી જાત ઘસી નાખી પણ નવલ ન જ બચ્યો. તેના શબ પર રતનના છાતીફાટ રુદને મુકાદમને શોકગ્રસ્ત કર્યો. તે માત્ર આટલું જ બોલ્યો.

"બેટા, કભી ઐસા હોનેવાલા થા તો તેરા પતિ ક્યા કુછ મર જાને વાલા થા?"

રતનના મુખ–મંડળ પર થઈને ટપક્યે જતાં ચક્ષ-મૌક્તિકો શિકારના બલિ બનેલા મૃગના મૃત્યુ પછી એકાકી બનેલી મૃગલીની વિવશતાનું ચિત્ર અંકિત કરતાં નવલના મુખ પર પ્રેમના અભિષેક શાં દડદડ પડયે જતાં હતાં.

## [૧૦]

હવે જોઈએ બીજી બાજુ. પેલી પ્રિયતમાએ એક સુંદર નવલકથા લખી એ જ ઘટનાને અપ્રતિમ સાહિત્યકૃતિમાં મઢી છે. તફાવત માત્ર એટલો છે કે, નવલના જેલમાંથી નીકળ્યા બાદ નાયિકા પોતાના દ્રોહની ક્ષમા યાચતી નવલને પોતાનો કરવા ખોળો પાથરે છે. પુસ્તકની અર્પણપત્રિકા પર પ્રિયતમાના પતિદેવનું નામ થોડાં પણ ઉઠાવદાર સુશોભનો સાથે લાલ શાહીમાં ચમકે છે! વળી પ્રસ્તાવના પણ કોઈ લબ્ધ–પ્રતિષ્ઠ યુવાન કવિજને લખી આપી કૃતિ પર શ્રેષ્ઠત્વની મહોર લગાવી છે. તેના પૂંઠાના આકર્ષણ તથા મુખચિત્ર માટે શાંતિનિકેતનમાં ચિત્રકલાનો અભ્યાસ કરી આવી ભાવનામય ચિત્રો આલેખતા સુપ્રસિદ્ધ રેખાચિત્રકારને મનમાન્યો પુરસ્કાર અપાયો છે. સુસંયોગે તે કૃતિનું મુખ-

ચિત્ર પણ " મૃગયા "નું જ વસ્તુ આલેખી રહ્યું છે. રતનના કાળા કલ્પાંતભર્યા રુદનના વાસ્તવિક ચિત્રથી આ તરંગચિત્ર એ રીતે જુદું પડે છે કે તેમાં ઘાયલ થયેલા મૃગનાં વેદનાભર્યાં નેત્રો પોતાને તેની સુખદ મુલાયમ ગોદમાં લઈ પુનર્જીવન આપી રહેલી એક યુવતી તરફ મીટ માંડી રહ્યાં છે. અને... અને ઉભયની વચ્ચે બંધાયેલા આત્મિક આનંદના દોર પૃથ્વી પર પ્રભુતા ખડી કરી રહ્યા છે !!!

આ આખુંય ચિત્ર જોતાં 'બચારી' વાસ્તવિકતા દાંતમાં તરણું લઈ ખૂબ જ ઝાંખપ પામીને લજવાઈ જતી લાગે છે...



[ ૩ ]

# જ્યોતિ અને શહીદ



**૧૯૪૨ના ઓગસ્ટ અને ત્યાર પછીના એ** યાદગાર દિવસો હતા.

સરકાર સામે "ખુલ્લં ખુલ્લા" બળવો પુકારીને કોંગ્રેસે મેદાને જંગમાં ઝુકાવ્યું હતું; તેથી દરેક ફિરકાનાં ક્રાંતિજૂથોને પોતપોતાના રાહે રહીને બ્રિટિશ સત્તા સામે લડી લેવા સ્વયંસ્ફુરિત સંમતિ મળી ચૂકી હતી. આમજનતાના ધુંધવાટ અને રોષે માઝા મૂકી હતી; તેથી સમૂહમાનસ ઉશ્કેરાતાં ચારે તરફ ભીષણ ઉલ્કાપાતો થતા હતા અને તેમના દારુણ આંચકાઓએ સરકારને ને પ્રજાને હલબલાવી નાખી હતી. આ અભૂતપૂર્વ લડતનું નિરાળું લક્ષણ તો એ હતું કે સારાસારનો વિવેક લુપ્ત થતાં ફાટી નીકળેલા પ્રચંડ આવેગના પૂરમાં આંધળી ભાંગફોડને પણ આડેધડે અપનાવવામાં આવી હતી; અને દહણપટ્ટણના આ મંથનમાંથી નવનીત રૂપે અનેક વિરલ વ્યક્તિરત્નો જાહેરજીવનના તખ્તા પર તરી આવ્યાં હતાં.

× × ×

રાજનગરના આઝાદ લત્તામાં—

પણ કયો આઝાદ લત્તો ?—વાચક સ્વાભાવિક રીતે જ પૂછશે. ત્યારે તો બધા જ લત્તાઓ, પોળો, ચકલાંચૌટાં, ગોળાનો વગેરેનું 'આઝાદ' સંજ્ઞાનો ઉપયોગ કરી નવું નામ-સંસ્કરણ કરવામાં આવ્યું હતું. તેથી આ વાર્તા પૂરતો તો વાચકો તે દિવસોના જુસ્સાને અનુરૂપ એવો કોઈ ઉગ્રમાતિયો "આદર્શ" આઝાદ લત્તો કલ્પી લે અને ભાંજગડિયા વિગતોમાં ન ઊતરતાં વાર્તારસને ઉત્કટતાપૂર્વક માણવા પોતાને ગમતું એકાદ કલ્પનાચિત્ર આંખ આગળ ઊભું કરી અમને આગળ ચાલવા દે......

આવા જ એક આઝાદ લત્તામાં ધ્વંસાત્મક કાર્યક્રમને તાંડવ રૂપ આપી પ્રલયવેગી બનાવવા એક છૂપું મંડળ પણ રચાયું હતું. તેની પ્રવૃત્તિનાં ને દોરવણીનાં પરિણામોને લીધે ઝાલિમમાં ઝાલિમ પોલીસ પાર્ટીઓને નાકે દમ આવી ગયો હતો અને ફરજની જડબેસલાક કડક અમલવણી નહિ કરી શક્યાને કારણે અનેક ફોજદારોને નાલાયક ઠરી, ઉપરી અમલદારોના શરમજનક ઠપકા સાથે, બરતરફ થઈને ઘેર બેસવા વારો આવ્યો હતો. સાત સાડાસાત લાખની વસતીના ભર્યાભાદર્યા આ શહેરમાં આ લત્તાનું ને તેના આ મંડળનું નામ મોખરે ચઢી ગયું હતું. તેની આવી ઝળહળતી ઇતિહાસોજ્જ્વળ ફત્તેહનું ગૂઢ રહસ્યમય કારણ તો એ હતું કે તેની નેતાગીરી—કે દાદાગીરી ? ત્યારે ખરી જરૂર તો આની હતી—મુંવાબહેન નામની એક અતિવાચાળ, પુરુષ જેવા કાઠાવાળી ને દીદાર ઝમકવતી, સ્વરૂપવાન :તો નહિ

પણ ઉઠાવદાર, પ્રચંડ દેહવાળું વ્યક્તિત્વ ધરાવતી યુવતીના હાથમાં હતું. પણ અહીં જરા વાચકના કાનમાં એકાદ બે વાત નાખી લઈએ.

'ક્યાં ધ્રુવબહેન'? એ પ્રશ્ન ઊઠે તે પહેલાં અમારો જવાબ આ રહ્યો. એ કંઈ ઉપર્યુક્ત વ્યક્તિનું કોઈએ પાડેલું નામ નથી. મૂળ નામ નહિ આપવાના સબબે જ અમે આ અભિધાન આગળ ધરીએ છીએ. સરકાર આગળ એ છતું થઈ જાય તેવા કારણથી અમે આમ કરતા નથી; પણ બીતિ માત્ર એ બહેન તરફથી જ કંઇક કંઇક સેવીએ છીએ. જ્યારે ને ત્યારે સંસારમાં કાયદાઓ ઊભા કર્યે જતી શક્તિશાળી, પુરુષસનાવડી જ્યોતિઓથી કયે દહાડે કયો વિચારશીલ ગૃહસ્થ (તેમાંય અમે તો એક અદના લેખક છીએ) બીતિવશ નહિ થયો હોય જે?! અને અધુરામાં પૂરું–ક્રાંતિરૂપ મહાભુજંગની ફણા સમાં એ ધ્રુવાબહેને, જુદા જ નામને ઓથે, આજે પરગામની એકાદ રેશનીંગ ઓફિસમાં નોકરી સમાલી લઈ, એમની કારકિર્દીની જાણકાર અમારી કલમને પણ મૂંઝવણમાં મૂકી દીધી છે.

[ ૨ ]

"ધ્રુવાબહેન! પેલી દયા ડોશીનો વિજય જરા પણ સહકાર આપતો નથી. લત્તાનું નામ બોળાવ તે પહેલાં તમે કંઈ..."

"કયો? પેલું અળશિયું–મગતરું? મોડી રાતે ગાંડાની માફક સંસ્કૃતના શ્લોકો લલકારે છે, શહેર બહાર નદી

કિનારે કે ભાંગેલાં ખંડેરોમાં ચિતરામણ ચીતરવા જાય છે તે કે ?"

"અળશિયું હોય, ચિત્રકાર હોય કે વેદિયો હોય ! ધ્રુવાબહેન, પણ સત્તાના એક રહેવાસી તરીકે તેનો ફાળો આપણી લડતમાં હોવો જોઇએ. સ્વરાજ આવશે ત્યારે તેમાં કંઈ તેનું સ્થાન નહિ હોય ? પણ ભોગ આપ્યા વગર આવા મફતિયા ખાટી જાય તો તો પછી આપણા જેવાં લીલાં માથાં આપનારાંઓને તો અન્યાય થયો જ કહેવાયને ?"

"ચોક્કસ ! તેનો ફાળો તો જોઈએ જ. સ્વરાજ આવ્યા પછી હું સત્તામાં આવીશ ત્યારે આવાં અળશિયાંને તો એમનાં માબાપ દેખતાં મસળાવી નંખાવીશ. એવી દયા ડોશીઓ ને તેમના માવડિયાઓ ભારતમાતાને શા ખપના છે જે ? ઠીક થયું કે મારું ધ્યાન દોરવામાં આવ્યું...આપણા પેલા આગામી ઠાવત્રામાં એને જ શણગારી આગળ કરવો રહ્યો... કેમ બધું બરાબર...?"

ધ્રુવાબહેનના જમણા હાથ જેવા (જો કે તેઓ તો તેમનું જમણું અંગ થઈ બેસવા મનસૂબા ઘડતા હતા ને તલસાટો અનુભવતા હતા) પેલા "ગોરીંગ" ભાઈએ (વાંચકે ફરી નોંધ લેવાની—આ નામ પણ અમારું આપેલું છે) આંખના ઇશારાથી પૂર્વ ગોઠવણની આખીયે બાજી આ રમખાણ—ચંડિકાને સમજાવી દીધી. ધ્રુવાબહેને પણ મૂગી, ચેષ્ટાત્મક મસલતો પૂરી કરી. ગોરીંગભાઈની જહેમત, બુદ્ધિતીક્ષ્ણતા ને વ્યૂહ–રચના પર આફરીન થતાં, ધ્રુવાબહેને પુરસ્કારરૂપે એક અપ્રતિહત સ્મિત સાથે ગોરીંગભાઈના ગાલ ઉપર મૃદુ લપડાક લગાવી દીધી. ભાંગફોડનાં

કાવત્રાંઓની વિરાટ યોજનાઓ ઘડ્યા કે પાર પાડ્યા પછીની આવી એકાન્તોમાં ઉભય વચ્ચે 'સરમુખત્યાર' ને 'વડાસેનાપતિ' વચ્ચેનું પારસ્પરિક સંકુચિત અંતર નહોતું રહેતું ત્યારે ઉભય "અભેદ માર્ગ"નાં પ્રવાસી બની જતાં. "લે, લેતી જા" કહીને ગોરીંગભાઈ પણ આ નવયુગની નારી પ્રતિભા–મૂર્તિના બરડે ઓચિંતા એકાદો અચ્છો મુલાયમ ધબ્બો લગાવી દેતા. 'ઓય મા! જગતને સ્વદેશાભિમાન અને શિસ્તની પાષાણમૂર્તિ જેવાં લાગતાં ધ્રુવાબહેન પોતાની ખડતલ કાયામાં નાટકી અરેરાટી પ્રસરાવી દઈ તીણી ચીસ પાડી દેતાં; અને ત્યાર પછી તો ઉભય વચ્ચે અર્થસૂચક, લસબસતો, ટૂંકો, ઝડપી, તૂટક વાર્તાલાપ ચાલતો જે વાંચકો માટે અત્રે તારવવો મુશ્કેલ અને બીનજરૂરી છે.

એ વાર્તાલાપને અંતે જ્યારે ધ્રુવાબહેન દેહ ને વસ્ત્રોને પુનઃ સુવ્યવસ્થિત કરી દૃઢ પગલે ધીરતાથી ચાલતાં કર્તવ્ય-પ્રદેશમાં ચાલ્યાં જતાં ત્યારે ગોરીંગભાઈ રસસમાધિનો ભંગ ન થવા પામે માટે અખાડા કરતા; ધ્રુવાબહેનની વેણીમાંથી ખરેલાં એકાદ બે પુષ્પો ભોંય પરથી ઊંચકી લઈ, તેમને સૂંઘી, પોતાના ખાદીના ઝભ્ભાના હૃદયને સ્થાને આવેલા ખિસ્સામાં સરકાવી દેતા.

## [૩]

"કેમ દયામાસી!"

દેહાંત દંડનો અમલ કરાવવા આવતા જમના દૂતની અદાથી ધ્રુવા ઓરડા જેવા એક મકાનમાં દાખલ થઈ.

ઉમ્મર તો પૂરી ૪૫ પણ નહોતી થઈ છતાં પતિના મૃત્યુ પછી પડેલા પારાવાર દુઃખને લીધે દયા સાવ ખખડી ગઈ હતી ને તે ડોશી જેવી લાગતી હતી. પરાણે કામ કરતી અને વિનય પર આશાની ઇમારતો ચણતાં નહિવત્ જીવનશકિત પ્રગટાવી દહાડા ગુજારતી હતી. તબિયત સારી નહિ હોવાથી એ ઉંહકારા બોલાવતી એક માંચામાં પડી હતી. પાસે ઉઘાડી ચોપડી રાખી વિનય સવારની રસોઈ માની દોરવણી અનુસાર તૈયાર કરતો હતો.

"માજી, તમને ખબર છે કે દેશમાં આઝાદીની લડત ચાલે છે? દેશ અત્યારે બત્રીશલક્ષણાઓનો ભોગ માગી રહેલ છે. અત્યારે તો સૌએ તન, મન અને ધન લડતમાં હોમી દેવાનાં છે. પણ...પણ...તમ તો સાવ પાણીમાં બેસી જાવ છો, નથી ફંડમાં કંઈ ફાળો આપો કે નથી તમે તમારા છોકરાને આઝાદ સેનામાં મોકલતાં..."

"બહેન, ભલી થઈને તારે ઘેર જા હવે," સંસારવહેવા-રનું ઝેર પીવાથી સ્વાભાવિક રીતે દયાના શબ્દમાં તોછડાપણું ને કટુતા આવ્યાં હતાં. નુવા છછેડાઈ પણ કોઈ પણ હિસાબે તે કામ કાઢવા જ આવી હતી તેથી મગજ ઠેકાણે રાખી ડોશીના પ્રતિભાષણ તરફ કાન સરવા કર્યાં.

"બા તું તારે છાનીમાની બેસી રહેને! બોલતાં ન આવડે તો ન બોલીએ પણ દેશના કામમાં આડી જીભ?" ભોળો અબુધ વિનય વચ્ચે બોલી ઊઠયો ને મૂંગી લાચાર આંખે મા માટે નુવાની ક્ષમા માગવા લાગ્યો.

"માજી, જોયું છોકરામાં આટલી સમજ ને આટલી તમન્ના છે! તમે જ તેને બાયલો બનાવો છો. દેશનું હીર આમ જ એળે ગયું ને?"

"પણ બહેન! એ ભોળા, અણઘડ, બીનવહેવારુ ને મારા એકના એક વિનયને તમારે ક્યાં લઈ જવો છે?! એના બાપે દેશની સેવામાં એટલો બધો ભોગ આપ્યો છે કે અમારી સાત પેઢી લગી "ભોગ" "ભોગ" શબ્દો અમારી આગળ કોઈએ કાઢવા નહિ! જાઓ તમારે ઘેર......"

"ઓય લે, માજી!" જરા વેવલાઈ કરી વાતને વધુ ચીકણી કરવાનો લોભ ધ્રુવાએ ગણી કાઢ્યો. નિશ્ચય કરીને આવી હોય તે કંઈ ઓછી જ પાછી જાય છે! એ રીતે કામ લેતાં તેણે વાણી ટચાક બનાવી:

"તે હેં માજી, તમે ગઈ કાલે ખાધું હતું તો આજે કેમ ખાવ છો? વિનયના બાપે ભોગ આપ્યો તેને તો વર્ષો થયાં હશે ને શો ભોગ આપ્યો તે રામ જાણે. પણ હું તો આજની અમારી લડત માટે વિનયને તેડવા આવી છું... અલ્યા વિનય, તૈયાર થઈ જા. મંડળમાં નામ નોંધાવી આવ ને ગોરીંગભાઈ કનેથી તારે બજાવવાની ફરજો સમજી લે."

"ઊઠ વંઠેલી, અહીંથી," દયા વાત્સલ્યની ગાંડછાથી તાડૂકી, "છોકરાને હૂકમ કરનારી તું કોણ? ચિબાવલી —ઉશ્કેરણી કરનારી ના જોઈ હોય તો. એના બાપના નામ ખાતર પણ હું તેને જવા દેનાર નથી."

'બાપ' શબ્દ બોલતાં દયાનું ગળું ગૂંગળાયું. અવાજમાં કરુણા, દુઃખ ને કંપારી ગુંજવા લાગ્યાં. "હા એના બાપને

ખાતર પણ નહિ...એના બાપ ડોકટર હતા ને બંગાળામાં જ્યારે મોટો પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે માણસો ઘાણી ફૂટે તેમ મરણથી ફાટી પડતાં હતાં. એમની સારવારમાં રહીને તેમણે દોઢ હજાર માનવીને પોતાના નોકરીના ગામમાં જીવતદાન આપ્યું હતું. આ વિનય ત્યારે મારે પેટે હતો ને છેલ્લા દિવસો લગી દર્દીઓની માવજત કરનાર નર્સ બનીને મેં એમને સાથ આપ્યો હતો. ખુદ ગવંડરે તેમને તેમની કામગીરી માટે ચાંદ ને સર્ટીફીકેટ આપ્યાં હતાં, પછી તો એમને મોટા હોદ્દે નીમવાની વાતો ચાલતી હતી. પણ હું રાંડ નસીબની ટૂંકી કે તે જ પ્લેગમાં ઝડપાયા ને બિચારા વિનયનું મ્હોં જોવાય ન જીવ્યા."

ડોશીની આંખમાંથી શ્રાવણ ભાદરવાનાં પૂર શી આંસુ-ભરતી આવી. તેનો કંઠ ગળગળો બની ગયો. "ત્યાર પછી તો મારે માથે, બહેન સીતાની વીતી, માંડમાંડ પરદેશથી હું ગામ ભેગી થઈ. સરકારે મને રાહત માટે આપેલી મોટી રકમ વિનયના બાપના ઉપરી અમલદારો હોઈયાં કરી ગયા. પેટે પાટા બાંધી મારે દળણાં દળવા વારો આવ્યો. પછી આ વિનયનો જન્મ—એના બાપનું સંભારણું—વંશની વેલ એકનો એક ચાડઝાડનો મારો ઉછેર, માટે બહેન, સો વાતની એક વાત, એની વાત કરતી જ ના."

"પણ માજી, એના બાપે તો સરકારને મદદ કરેલી ને ? એટલે એનું પાપ વિનાયકે ધોવું જોઈએ. તેમના બલિદાનની વાત જો હું કબૂલ રાખું તો મારે કહેવું રહે છે કે વિનયે દેશ માટે મરવામાં તેના બાપનો બદલો લેવો જોઈએ." તમારે પણ માંચો છોડી લડતમાં ઝંપલાવવું

જોઈએ, સરઘસને મોખરે રહેવું જોઈએ. ને પોલીસને પડકાર આપવો જોઈએ. તમારી દલીલોમાં દમ નથી. તેથી મારે ને મારા મંડળને તે મંજૂર નથી. ક્યાં લગી આમ માયકાંગલી દશામાં છતી, તેનું પ્રદર્શન કરી, સામાની દયાની ભીખ માગી માદીકરો દહાડા કાઢશો ? જુઓ, તમને છેલ્લી વાત સુણાવી દઉં છું કે જો તમે માદીકરો સાથ નહિ આપો તો આખો લત્તો તમારો બહિષ્કાર કરશે."

ધ્રુવાને વખત બગાડવો પાલવે તેમ નહોતો તેથી તેણે આખરીનામું પુકાર્યું. વિનય ફફડી ગયો પણ ફૂંક મારતાં ઊડી જાય તેવી દયા તો ધ્રુવાને ડારતી રહી ને લાંબા ટૂંકા હાથ કરતાં કર્કશ સ્વરે ભવાડો કરતી કરતી તેને ખાંચાના નાકા લગી મૂકી આવી. અલબત તેના પતિએ માનવતા ખાતર ભોગ આપ્યો હતો. પણ તેના પ્રત્યુત્તરથી, સરકારની ગુલામી જેવી નોકરી કરતાં કરતાં મરતા બંગાળીઓને બચાવ્યા તથા તેનો જશ શાહીવાદને અપાવ્યો તેવી ધ્રુવાની દલીલને તોડવા તેણે પ્રયત્ન ન કર્યો. બિચારીમાં તેટલું ડહાપણ પણ નહોતું કે તે ધ્રુવાની ધૂંવાફૂંવાં થતી તર્ક-વિહોણી ખોપરીમાં સામાન્ય સમજણનાં બી રોપી શકે.

આ બાજુ વિનય પણ ધર્મસંકટમાં આવી પડ્યો હતો. ધ્રુવાબહેન દ્વારા મંડળમાં જોડાવાનું ફરમાન મળ્યાથી, તેને લાગતું હતું, કે પોતાને ભારતમાતાનો સાદ પડી ચૂક્યો છે; બલિદાન એટલે બલિદાન, તેમાં હૃદયની દુર્બળતા ન ચાલે. તેનું આખુંય મૃદુ વ્યક્તિત્વ બલિદાનના કોઈ અપૂર્વ પ્રેરક સંગીતથી ધમધમી ઊઠ્યું હતું. બીજી તરફ જનેતા હતી. લાચાર સ્થિતિ ને અજ્ઞાન અવસ્થા છતાં પણ જાણે

કે ભારતમાતાનું એક તાદૃશ પ્રતીક. તેનું અમાપ વાત્સલ્ય, ઋણ ને તેના પ્રત્યેની ફરજ...શું કરવું ? !

[ ૪ ]

" જુઓ, ધ્રુવા બહેન......"

" હા, બોલ જોઉં, દીકરા..."

વિનય ખસિયાણો જ પડી ગયો. "દીકરા"! કેવો બેહૂદો સંબોધન-પ્રયોગ ? ! પંદર વર્ષના આ કિશોર માટે ૨૨ વર્ષની આ " પુંવત્ પ્રગલ્ભા " આવો શબ્દ વાપરે તે વિચારે વિનયને અપમાન લાગ્યું. અંદરથી તો તે સમસમી ગયો. પણ સ્થિતપ્રજ્ઞ અને ધીર પંડિતની માફક તે મગજની સમતુલા ગુમાવ્યા વગર વિચારવા લાગ્યો કે, તે તો મંડળને, મંડળ દ્વારા લડતના ધ્યેયને ને તે દ્વારા દેશને મદદ કરવા આવ્યો છે. તે મૂગો રહ્યો.

" કેમ કવિરાજ, બોલતાં બોલતાં તમારા હૃદયની મોટર ઠંડી પડી ગઈ કે શું ? "

વિનયની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. જ્યારે એ આપોઆપ પહેલવહેલી વખત માથી છાનોમાનો મંડળમાં જોડાવા આવ્યો હતો ત્યારે આ અધિષ્ઠાત્રીએ તો તેને આ કાવ્યપંક્તિથી જ સત્કારેલો, " ત્યારે હાય રે હાય કવિ ! તને શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે ? " વગેરે વગેરે.

—પણ દુનિયાના રાહથી પોતે અવ્યવહારુ છે ને આવી રીતે તેણે ધકાયે જ છૂટકો તેવી સમાધાનવૃત્તિ ધારણ

કરી મૂગા સૈનિકની જેમ વિનયે કર્તવ્યપાલન શરૂ કર્યું હતું. ધ્રુવાને લાગ્યું કે આ લજામણીના છોડ સાથે ચેડાં કરવામાં માલ નથી પણ તેને ગમે તેની, ગમે ત્યારે, ગમે તેવી મજાક કરી લેવાની આદત જ પડી હતી અને તેમાં પણ તેને ઊંચું સ્થાન મળ્યા પછી તો તેની કોઈ પણ વૃત્તિને તે કાબૂમાં જ રાખી શકતી નહિ.

વિનયને પ્રોત્સાહન આપવા ને તેને હમણાં શું કહેવું છે તે જાણવા તેણે વિનયને એકદમ પાસે ખેંચી લાડપૂર્વક વાંસો થાબડતાં કહ્યું, "જો વિનય, આવતા શનિવારના આપણા શહીદદિનના સરઘસ માટે તારે ખાસ કવિતા બનાવવાની છે...કેમ સમજ્યો ને?"

"મેં ક્યે દિવસે ના પાડી છે? સારું બનાવી લાવીશ...પણ..."

"હાં, બોલ. શું?"

"મંડળના છોકરાઓ માને પજવે છે ને હું અહીં કામ કરું છું તેની ચાડીઓ ખાઈ આવે છે. માને પછી સંતાપ થાય છે ને મને ઊધડો લે છે..."

"તે આમ છોકરીઓ માફક ડરે છે શેનો? આજની છોકરીઓ પણ હિંમતબાજ, સાહસિક, માબાપની સામે થનાર માથાભારે હોય છે, ને તું? તને તો હવે મૂછો પણ ઊગવા માંડી છે ને શું?"

"તો હું તમારી પત્રિકાઓ લખી આપવાનું, વહેલી સવારે ભીંતોએ ચોંટાડી આપવાનું, ચિત્રો ચીતરી આપવાનું

વગેરે જે કામો કરું છું તે બધું નહિ કરી શકું." મૂડીમાં હિંમત રાખી વિનય પોતે શું બોલવા માગે છે તેના ભાન વગર પોતાનું વક્તવ્ય કડકડાટ બોલી ગયો.

"સારું, ભાઈ, સારું. જા તારો ગજ ગ્રંથો. કોઈ ચાડી નહિ ખાય."

ધ્રુવાએ પોકળ ખાતરી આપી, પણ પછીના દિવસોનું તેનું ને મંડળનું વલણ વિનયને સારું ન લાગ્યું તેની સહૃદયતાને હસી કાઢવામાં આવતી. ખુદ ધ્રુવા પોતે આ નરમ હૃદીના સેવક પર ઉપહાસ્યની ઝડીઓ વર્ષાવી મગજ લૂંટવાની એક પણ તક નહોતી જવા દેતી. તેની રચેલી કવિતાઓ સરઘસોમાં ગવાતી અને શહેરમાં પણ સારો આવકાર તથા પ્રચાર પામતી, પરન્તુ તેનું કર્તૃત્વ અનભિજ્ઞ જ રાખવામાં આવતું. મંડળના કેટલાક બડેખાંઓ તો તેનાં પ્રતિકાવ્યો કરી આંખમિચામણાંના ડંકા સાથે વિનયની હળવી ઠેકડી કરી લેતા. અવારનવાર સામી મળતી ધ્રુવાની જીભ બ્રેક વગર પુલપાવર દોડચે જતી ગાડીનાં પૈડાંની માફક વિનયને જોતાં લવી ઊઠતીઃ "ત્યારે હાય રે હાય કવિ તને..."

[ ૫ ]

દયા ડોશીની તબિયત ખૂબ લથડી હતી. તેથી આજે આખોય દિવસ વિનય ઘેર રોકાયો હતો પરન્તુ સાંજના જરા પગ છૂટા કરવા તે બહાર ફરવા ગયો હતો. ફરીને પાછા આવ્યા પછી તે છેક અન્યમનસ્ક બની ગયો હતો ને તેના હલનચલનમાં રઘવાટ અને બેબાકળાપણું જણાતાં હતાં.

"ઓ પરમેશ્વર! કંઈક ભયંકર તરકટ હોવું જોઈએ...ઘડીમાં શું બની ગયું? દેવતા વિખેરતાં વિખેરતાં મારા પર અજાણ્યા સ્થળેથી કેવા પથરા ફેંકવા લાગ્યા..." તે વિચારોની આંધીમાં લપેટાયો હતો તેને પોતાને આજે જે અકલિત ઘટનામાંથી પસાર થવું પડ્યું હતું તેની સાંગોપાંગ રહસ્યકથા પામવા તે મગજને કસી જોતો હતો.

× × ×

આખાય શહેરને ધરતીકંપના આંચકા આપતા ત્રણ, ચાર ધડાકા થયા ને શહેર ધુમાડાથી છવાઈ ગયું.

વિનયનાં મોતિયાં મરી ગયાં. પેલો દેવતા, દૂર દેખાતું લાંબુ દોરડું ને પુલ તળેનું પીપ એ બધું શું હતું તેનો આખોય ખ્યાલ હવે તેને સમજાતો ચાલ્યો. નક્કી આ ધડાકાનું કારણ એ જ...એ જ હોવું જોઈએ.

નગર બહારનો એક પુલ પ્રચંડ ધડાકા સાથે ઊડી જવા પામ્યો હતો ને ક્રાંતિવાદીઓએ તે દ્વારા સરકારના બહેરા કાન પર એક બુલંદ પડકાર પાડ્યો હતો. પુલ ઊડી ગયાની વાત શહેરમાં વીજળી વેગે પ્રસરી ગઈ. સત્તાવાળાઓએ એકદમ કર્ફ્યુ જાહેર કર્યો, શહેરનો કબજો ગોરી મિલિટરીને ક્ષણના પણ વિલંબ વગર સોંપાઈ ગયો. પોળો ને લત્તાઓના નાકાનાં બારણાંઓ ભડોભડ દેવાઈ ગયાં. શેરીઓ સ્મશાનવત્ બની ગઈ, લોકો ડઘાઈ જઈ ઘરના અંદરના ઓરડાઓ ને ખૂણે ભરાઈ લપાઈ બેઠા......

...આઝાદ લત્તામાં ધ્રુવાબહેન ને ગોરીંગભાઈ અકસ્માત સામસામાં મળ્યાં. ધ્રુવાબહેનના હોશકોશનું ઠેકાણું નહોતું.

"ગોરીંગ, ભારે થઈ ગઈ. જે થયું તે ઠીક થયું... પણ આપણને જશ ન મળ્યો. ક્યા મંડળે આ......"

ગોરીંગભાઈ પણ નિસ્તેજ વદને અકળામણ દેખાડવા લાગ્યા. પુલ ઉડાડી મૂકવાની તેમની તૈયારીઓ મહિનાઓથી ચાલતી હતી ને તેમના જશને ઝૂંટવી ક્યા મંડળે આ વડા સેનાપતિની કારકિર્દી ઝાંખી પાડી હતી? તેમણે નાકે આંગળી મૂકી ધ્રુવાને વારી.

"ધ્રુવા બહેન, ખરેખર, ભારે થઈ છે. આપણું નાક કપાયું. પણ કાલે આપણે બહાર છૂટાં હોઈશું કે કેમ? એ સવાલ જ મોટો છે. ને પકડાયા પછી...હું વિચાર નથી કરી શકતો... કમકમી ઊઠું છું......"

"પણ ક્યા મંડળનું આ કારસ્તાન હશે?"

"જેનું હોય તેનું ખરું, પણ એ મંડળને મદદ કરનાર તો આપણા મંડળનો જ માણસ છે."

"કોણ?" બીજા મંડળને જશ અપાવનાર દ્રોહી પર ત્રાટકી પડવા રાતીપીળી બનતી ધ્રુવા બોલી.

"ચોક્કસ તો કેમ કહી શકું? પણ દોઢ કલાક અગાઉ પુલ તરફથી વિનયને આવતો મેં જોયો હતો......"

અને પછી તો ઉભય વચ્ચે ખૂબ ખાનગી વાતો ચાલી બેઉને લાગતું હતું કે હવે અંડરગ્રાઉન્ડ ( ગુપ્ત જીવનમાં ) સરી ગયે જ છૂટકો છે.

"ત્યારે બધી તૈયારી થઈ જશે ને?"

"હા, ધ્રુવા" ગોરીંગભાઈએ રીંગણા પરથી દીંટુ કાઢી નાખે તેમ બહેન શબ્દ કાઢી નાખી એક યોજના ભીરુ

બનતી જતી ધ્રુવાને સમજાવી. ધ્રુવામાં કંઈક ધીરજનો સંચાર થવા પામ્યો. તેનું એક કારણ એ પણ હતું કે મંડળના ઉઘરાણાના દોઢ બે હજાર રૂપિયા ગોરીંગભાઈ કને જ હતા.

[ ૬ ]

મળસ્કાના સવા પાંચ સાડા પાંચનો સમય થવા આવ્યો હશે. લત્તાનાં કિશોરને કિશોરીઓ એકઠાં મળી પ્રભાતફેરી કાઢવા તૈયારી કરી રહ્યાં હશે પણ વિનયને આખી રાત ઊંઘ આવી નહોતી. તેને દિલમાં એક જ થયા કરતું હતું કે ત્યારે શું પોતાની ધારણા વિફળ નીવડી?” આ અંગે ઊંડો વિચાર તે કરી શકતો નહોતો. તેનું કારણ દયાના દર્દે કારમું સ્વરૂપ પકડ્યું હતું ને વિનયે અબઘડી કોઈ પણ ડૉક્ટરને બોલાવી લાવ્યે જ છૂટકો હતો. તે માને પોતાનો ઇરાદો દર્શાવી બહાર નીકળવા તૈયાર થયો. ‘કર્ફ્યુ ખલાસ થવા આવ્યો હશે’ તે મનમાં બબડ્યો. માને ઠીક ઠીક સુવાડી, ઓઢાડી, આશ્વાસન આપી તે થડકતે હૈયે બહાર નીકળ્યો ને લત્તાના મુખ્ય દરવાજા તરફ ડગલાં માંડ્યાં. તેના પગરવથી ચમકીને સાઠ સિત્તેર ડગલાંને છેટે તેણે એક નારી ને એક નરની આકૃતિઓ ત્વરાથી સંતાઈ જતી જોઈ. તેનામાં ભય સંચાર થયો પણ મનોબળ એકત્રિત કરીને તેણે વિશ્વાસપૂર્વક દૃઢ ડગલાં મૂકવા માંડ્યાં.

દરવાજાની નજીક તે આગળ આવ્યો. બહાર તેણે ધમાલના સૂરો સાંભળ્યા. લશ્કરી ટુકડીની કવાયતો, તેમના

ખીલાવાળા બૂટના થડકારા ને કચૂડાટો, કાઈક ગોરા ઉપરીના અંગ્રેજીમાં છૂટતા હુકમોથી તાલબદ્ધ બનતા હતા. જમના ડાચા જેવા દરવાજાની તડો પર તેણે કાન માંડ્યા. બહારની રહસ્યમંત્રણાઓ પરથી તેને લાગ્યું કે દશ બાર મિનિટમાં આ તોતિંગ માળખું તોડી એક ટુકડી લત્તામાં દાખલ થશે ને લત્તાની સુરતને કંઈક ઓરરૂપમાં પલટાવી નાખશે.

ખૂણાના મેદાનમાં ધ્વજવંદન ને પ્રભાતફેરીના કાર્યક્રમ માટે સૌ મળતું. તેમને ચેતવી દેવાની વિનયને જરૂર જણાઈ તે વિદ્યુતવેગે દોડ્યો ને તેના આત્માને એક જુદી જ પ્રવૃત્તિએ આવરી લીધો. માનું દુઃખ અને જે કારણ અંગે, ડોક્ટરોને બોલાવવા તે નીકળ્યો હતો, તે તેનાથી વિસરાઈ ગયું. તેનામાં ભાવાત્મક દશાનો સંચાર થતો હતો. આખા લત્તામાં તે દોટ કાઢી વળ્યો પણ ચકલુંય ફરકતું ન જોયું. તેનામાં રહેલી સાત્ત્વિક નિર્ભય પ્રામાણિકતાએ ઉછાળો માર્યો. તેણે દિલ સાથે એકરાર કરી લઈ મક્કમતા કેળવી કે પોતે જ સામો જઈ દરવાજા ખોલી નાખી સત્તાવાળાઓ આગળ ખડા થઈ, ગઈ કાલે સાંજના પોતે જે અપવાં દશ્યો જોયાં હતાં તેનો હિસાબ આપવો ને પૂર્ણ અહિંસામાં માનતો હોવાથી આ પ્રકારે સત્તાવાળાઓ સાથે વાતચીત કરી જોવામાં તેને અઘટિત કશું જ લાગતું નહોતું. ઉપરાંત પોતાનો લત્તો તદ્દન નિર્દોષ છે તેની તેઓને ખાતરી કરાવી આપી એક માનવતાભર્યું કૃત્ય કરવા પણ તે પ્રેમાર્દ્ર હૃદયે અધીરો બન્યો હતો.

જે કંઈ કરવાનું હતું તે બેત્રણ મિનિટમાં જ ત્વરાથી પાર પાડવાનું હતું. તેનામાં સારાસાર વગરના આ પગલા

અંગે કશો કચવાટ થયો નહિ. કોઈ વીર શહીદ મૃત્યુને ભેટવા ફાંસીને માંચડે ચઢવામાં ધર્મયાત્રા જુએ તેમ વિનયે પોતાના પગલામાં ઈશ્વરી સંકેત વાંચ્યો. તે દરવાજા પાસે ગયો; ને શરીર, હાથ કે આંખની પાંપણો ધ્રુજાવ્યા વગર સાંકળો ખોલવા માંડી.

બહાર, "હંડ્ટ હોમ..." એક ગોરાની દોરવણી તળે મોરચો મંડાઈ ગયો. ગોરાએ ઘડિયાળ સામે જોયું. અને પાસેના હિંદી સૈનિકો સાંભળે તેમ મનમાં ગણગણ્યો, "કર્ફ્યુ ખલાસ હોનેમેં તીન મિનિટકા દેર હે..."

એણે પાસેના ઓટલા પર સંતાતાં જગ્યા લીધી; ને માત્ર બંદૂકની નાળનો એ તસુ અગ્રભાગ જ લત્તાના પેલા દરવાજાની બારીની મધ્યમાં નિશાન લેતો સ્થિર બન્યો.

બારી ખૂલી અને......સનનન......બંદૂકમાંથી જાણે વીજળી ખરી. તેની ગોળીની ચોટ ખાલી ન ગઈ.

લશ્કરી કાયદો એટલે લશ્કરી કાયદો. તેની અણનમ અક્કડતા માનવતાની કબર પર હંમેશાં નિષ્ઠુર અટ્ટહાસ્યો જ વેરે છે.

ગોળીબારનો એ અવાજ એવા અટ્ટહાસ્ય જેવો જ વિકરાળ અને જીવન થીજવી નાખે તેવો હતો. એ ગોળીબારના બલિ બનનારની જીભેથી પૂરું માતૃભૂમિના નામનું રટણ પણ ન થઈ શક્યું.

વિનય શહીદ બન્યો હતો...વીંધાઈને ચાળણી થઈ પડેલા તેના દેહમાંથી અસંખ્ય રેલાઓમાં ચોતરફ વહેતું ગરમ લોહી માતૃભૂમિની માટીમાં એકાકાર થવા અધીરું બનતું વહી રહ્યું હતું.

[ ૪ ]

# વસંતનો વિકાસ



જ્યારે જ્યારે પોતાનાં સંતાનો છેક છકી જતાં અને 'વડીલ-શાહી' સામે બળવો જગાવતાં ત્યારે નિરાશ બનેલાં માબાપ વસંતનો દાખલો બતાવી તેઓને સુધરવાનો બોધપાઠ આપતાં.

વસંત સાચે જ એક શાંત અને ડહાગરો પુત્ર હતો. તેનું શાળા અને કૉલેજજીવન ઊંચે નંબરે પાસ થઈ ઉપરા-ઉપરી વિજયો વરવામાં પસાર થયું હતું. અત્યારે તે એલ-એલ. બી. નો અભ્યાસ કરી રહ્યો હતો. મૂર્ખ અને ઉન્મત્ત સોબતીઓ તેને "ઘરકૂકડી" જેવું ઉપનામ આપી તેના ઉપર પોતાનો અકારણ રોષ અવારનવાર ઠાલવતા. પણ સૌને કબૂલ તો કરવું જ પડતું કે તેણે કંઈક કરી બતાવ્યું હતું, જ્યારે તેના સોબતીઓ ઈર્ષાળુ જ હતા.

વસંત દરેક વર્ષે સારી રીતે પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થઈ તેની હૂંફમાં ને હૂંફમાં જ આગળ ધપી શક્યો હતો; પરંતુ તે અવિરત વિજયોએ તેને એક પ્રકારની ઘરેડનો કેદી બનાવી

મૂક્યો હતો તેના જીવનમાં પાઠ્ય પુસ્તકો સિવાય કલાનાં બળોને કે કાવ્ય, વ્યવહારુપણું કે વર્તમાન જગતનાં બળોને સ્થાન ન હતું. એ રીતે નરી નીરસતા; છતાંય "વ્હાલી લાગે છે મને તારી કેદ" એવું ઉચ્ચારતી પ્રિયતમાની માફક અધ્યયન-બદ્ધ વસંતે પોતાની આંખોથી કદીય પણ રસિકતાની ઝાંખી સરખી કરવા ફુરસદ મેળવી નહોતી.

[ ૨ ]

એક કમભાગી ઘડીએ તેના જીવનમાં નોંધપાત્ર નીવડે તેવો એક ઐતિહાસિક ભેટો તેને તેના એક પુરાણા સાથીદાર જોડે આકસ્મિક રીતે થઈ જવા પામ્યો.

"ઓહો ! કેમ ? તમે અહીં ક્યાંથી ? હાલમાં શું કરો છો ?" એક આલીશાન હોટલમાંથી પાછા વળતા વસંત તરફ કુતૂહલભર્યાં નેત્રો ચોડતાં નવા આવનારે પ્રશ્નોની ઝડીઓ વસાવી.

"અરે ! કોણ મી. મહેતા કે ? ઘણાં વર્ષે મળ્યા, દોસ્ત ! કંઈ બહુ ફેર પડી ગયો છે ને ! હું તો અહીં લૉનો (કાયદાનો) અભ્યાસ કરું છું. આજકાલ કેવળ બી. એ. થયાથી શું વળે તેમ છે ? બાપાજીની પણ ખાસ આગ્રહભરી મરજી હતી તેથી મેં પણ બેકારીના "હાઉ" ને દૂરના ભાવિમાં ફગાવતાં વાંચવા તો માંડયું છે...."

"પિતાજીની મરજી ? તેમનો આગ્રહ ? કે પછી આપ સાહેબને જ શ્રી. ભુલાભાઈ કે ઑનરેબલ. મી. મુનશીનું સ્થાન ઝડપવાની મહત્ત્વાકાંક્ષાનો ભુજંગ ચૂડ ભેરવી રહ્યો છે ?"

"રસિક ! આશા તો સૌ કોઈને હોય. તેમાંય પિતાશ્રીનો આગ્રહ અને સૂચન, એટલે મેં આ દિશામાં જ પ્રવૃત્તિ આદરવી શરૂ કરી..."

"પ્રવૃત્તિ ? ઓહો ! કંઈ સરસ સરસ શબ્દો તું વાપરી શકે છે ને ? ત્યારે તો પછી તેં એમ. એ. થવાની વાત પડતી જ કેમ મૂકી ? તારી ભાષામાં હું પહેલેથી જ ઝમક અને ખૂબીઓ જોતો આવ્યો છું. પણ કહું તો ખરો કે તારી સાહિત્યિક ભાષાને અને કાયદાનાં શુષ્ક થોથાંને ભલો મેળ જામે છે !"

"જીવન–સાફલ્ય માટે એ કરવું પણ અનિવાર્ય અને આવશ્યક લેખું તો તે અસ્થાને નહિ ગણાય; અને લૉ–ગ્રેજ્યુએટ થઈ સારું સ્થાન સંપાદન કર્યા પછી અન્ય ક્ષેત્રમાં રસ ક્યાં નથી લઈ શકાતો ?" રસિક પોતાને પ્રચ્છન્ન સાહિત્યકાર લેખે [illegible] વાતે વસંતને પાનો ચઢાવ્યો.

"એ તો બધી ખાલી સફાઈ; મ્હોંની મીઠાશ પણ અંતરની મોળાશ." રસિકે મોં જરા ઢીલું કર્યું; માથું નમાવી એક છૂપો અસરકારક નિઃશ્વાસ નાખી લીધો; તેના ઉપર ઉદાસીનતાની હવાઈઓ ઊડતી વસંતે વાંચી; તે જરા સંકોચાયો. ઘર તરફ જતું માંડી વાળી વસંતે પોતાના જૂના સાથીનો હાથ પકડી, હોટલની ઓછી અવરજવરવાળા ખૂણામાં એક ટેબલ પર પોતાની સન્મુખ બેસાડ્યો.

"રસિક ! તારી હકીકત જણાવશે કે ? મારી વાતથી એકદમ તું પલટાઈ કેમ ગયો ? તારું મોં કંઈક ઊતરી ગયું લાગે છે ને !"

"ના, ના, ખાસ કંઈ જ નહિ, જીવનમાં યોગ્યાયોગ્યતા જેવું નજરે નથી પડતું તેથી કોઈ કોઈ વખત મને ગ્લાનિ થઈ આવે છે. તું વકીલ થઈ જીવન-સાફલ્ય માટે ઝંખના કરતો અત્યારે કાયદાના અધ્યયન અને લોહી-ચૂસણિયા પરીક્ષાઓ પાછળ જે તપ કરી રહ્યો છે, તેમાં હાર્દિક લાગણીઓ કે નૈસર્ગિક વૃત્તિઓનો અભાવ તો ખરો જ ને ?"

"પણ રસિક! આપણી બધી કામનાઓ ઓછી જ પરિતૃપ્ત થઈ શકે તેમ છે! સાચું સ્વર્ગ તો ધ્યેયને પહોંચવાની આશામાં અને આશામાં લડત ચાલુ રાખવામાં રહ્યું છે—નહિ કે ધ્યેયમાં...અને"—

"એ વાત તને નહિ સમજાય! આપણને શાંતિ, સખ્ય જોઈએ છે. લડત નહિ પણ ધ્યેય ઉપર આપણી આંખો ઠરવી જોઈએ. આ વસ્તુસ્થિતિ નહિ સમજતાં તથા ધ્યેયને માટે ટૂંકા માર્ગો નહિ ખોળવામાં જ આપણા જીવનમાં કરુણ નાટકનું તત્ત્વ ચોરીચુપકીથી દાખલ થવા પામે છે! તેં રૂસોનું પેલું અમર વાક્ય તો બરાબર મનમાં ઠસાવ્યું હતું. ':Man is born free; but everywhere he is found in chains' (મનુષ્ય જન્મથી તો મુક્ત હોય છે પણ સર્વત્ર એ તો બેડીઓમાં જ નજરે પડે છે.)"

"હા, મને તે બરાબર યાદ છે અને તે વખતે રૂસોની હિમાયત પણ મેં આપણી હોસ્ટેલમાં કેવા જોરશોરથી કરી હતી!"

"ત્યારથી જ મને તો તારી વકતૃત્વ શક્તિમાં, તારી

લાગણીભરી ઝમકદાર શૈલીમાં અને સાહિત્યભક્તિમાં અખૂટ વિશ્વાસ બેઠેલો...અને આજે જ્યારે તને આ વેદિયા રસ્તે ચઢેલો જોઉં છું. ત્યારે સાચે જ મને......”

વસંતના દિલમાં ચટકું પેઠું. શું આ વ્યાજસ્તુતિ તદ્દન ગેરવ્યાજબી હતી કે ? તેને પોતાના કોલેજના દિવસો યાદ આવ્યા. તેનું મન ઘડીભર માટે ચીંચીં કરી બચ્ચાં ખાતર દાણો લેવા ગગનમાં ઊડી જતી ચકલી માફક સાહિત્યના દિગંત-ગાજતા વંટોળિયે ચડ્યું. રસિક સાથે હોસ્ટેલમાં ગાળેલા દિવસો કેટલા સુખમય હતા !

“રસિક સાચે જ તને મારામાં વિશ્વાસ જન્મ્યો હતો ! અને હજુ પણ તે...” આના જવાબ ઉપર ભવિષ્યનો મદાર બાંધવાની ડામાડોળ માનસિક સ્થિતિ સુધી વસંત ઝડપભેર ઘસડાયે જતો હતો.

“વસંત ! જે વસ્તુ જ પ્રકૃતિએ તારામાં સંસ્કાર રૂપે મૂળથી નવાજી છે તેની સ્તુતિ કર્યા વગર હું નથી રહી શકતો. ભલે બીજા તેને મારામાં રહેલી નિર્બળતા રૂપે જુએ; પણ સાચા ચમત્કાર પ્રત્યે આંખ–મીંચામણાં કેમ થઈ શકે ? આજે હું તારામાં એ જ અદ્ભૂતતા ઊંડામાં ઊંડે રહીને પણ અસ્તિત્વ ધરાવતી સ્પષ્ટ રીતે જોઈ શકું છું.”

વસંતનાં જલેબી ગાંઠિયા પર ચહાનો પ્યાલો ઠાલવ્યા પછી રસિક મોં લૂછતાં લૂછતાં અંતર ઠાલવવા સરખા હેત-ભર્યા અભિનયથી બોલ્યો. તેનાં વચનોમાં વાસ્તવિકતા હોય પણ ખરી !

[ ૩ ]

તે વાર્તાલાપે વસંતના મોં પર મૃદુ વિષાદ આણ્યો. આજે ઘેર આવી તેણે કોટ કાઢતાં જરા લાપરવા આળસ મરડી. ટોપી ગમે તેમ ફગાવી બે ચાર બગાસાં ખાતાં ખાતાં જમણા હાથે ચપટીઓ વગાડી, પછી લમણા ઉપર હાથ ટેકવી ટેબલ પાસે જગ્યા લીધી. જીવન કેવું નિર્બંધ ઝરણું છે! આખા ય વિશ્વમાં તે કુદરત, મનુષ્ય સૌ કોઈને આવરી રહ્યું છે! તેના સંગીતે સૌ કોઈનાં દિલ અધીરાં બને છે. કાળી મજૂરી કરી લારી ખેંચનાર ગમાર મારવાડી પણ, પોતાના પગ ઉઘાડા રાખી ઉનાળાના ખરા બપોરે તપેલી ડામરની સડક ઉપરનાં દુઃખોને ભૂલતો, અપાર ભાર ખેંચતાં ખેંચતાં પણ, રૂપાનાં ઘરેણાં અને રંગબેરંગી આછી ચૂંદડીમાં શોભતી પોતાની જીવનસખીના મોં ઉપર જામેલાં મોતી જેવાં પરસેવાનાં બિંદુઓને કેવા ઘેલછાભર્યા આનંદથી જોયાં કરે છે!! પોતાનું જીવન હળવું બને તો તેમાં કેટલી સાર્થકતા આવે તેની કોડભરી આકાંક્ષા વસંતને ઘડીભર થઈ આવી. જવાબદારી, ફરજ એ સૌના ખ્યાલો સુખ આણવાની સાચી ખોટી કેટકેટલી લાલચો આપી માણસના જીવનને ગૂંચળાવી મૂકે છે!

વસંતે આ બધા વિચારોથી અકળાવા કરતાં તેઓને તેમના તેમ પડતા મૂકી ફરી પાછું ફોજદારી કાયદાનું પુસ્તક ઉઘાડવા પ્રયાસ કર્યો. પણ આજે તેના ધાર્યા પ્રમાણે પાનાં ન વંચાયાં. "આગળ ઘણું વાંચી નાખ્યું છે. જરા બે ચાર દિવસ ગતિ ધીમી રહેશે તો શું વેતર વંઠી જવાનું છે?" આ અને આવી તરંગમાળામાં વસંતના બીજા આઠ કલાક

દિવસો પસાર થઈ ગયા. એક દિવસ વળી પાછી "સ્થિતિ-સ્થાપક જાગૃતિ" આવતાં મનસૂબાછ વસંતના આ નૂતન નિવૃત્તિવાદ સામે જ્યારે કપકાની દરખાસ્ત તેની સમક્ષ પેશ કરનાર હતા, ત્યારે સાંજના ફરીને પાછા ફરેલા વસંતના હાથમાં તેની બહેન એક થેલી મૂકી ગઈ.

"તું તારે ભટક્યા કર," બહેને સ્નેહપૂર્વક ભાઈ પ્રત્યે મજાકમાં કહેવા માંડ્યું. "તારા કૉલેજના કોઈ મિત્ર બિચારા તને મળવા આવેલા; તે કેટલીય વાર સુધી રાહ જોઈ બેસીને હમણાં જ વિદાય થયા. તેમણે આપેલ નામ-બામ તો કંઈ યાદ રહ્યું નથી પણ થેલીમાં આ પુસ્તકો આપતા ગયા છે."

લોટરી લાગતાં જે સાહસિક આનંદ સાંપડે તેવો આનંદ વસંતે અનુભવ્યો; અને ધબકતા હૃદયના ઊર્મિભર્યા ઉછાળાથી વલોવાતાં વલોવાતાં વસંતે રસિકની મિત્રતાભરી મમતાની આ ખંડણીનો સત્કાર કર્યો. પુસ્તકો તે જ આપી ગયો હતો. તેમાંના એકાદમાં એક કાપલી હતી:

તા.

"વહાલા મિત્ર,

આઠ દશ દિવસે તને સંભારવાની ધૃષ્ટતા કરું છું. માફ કરશે?

જીવન તો સદા એનું એ જ રહેવાનું, પણ તેથી આપણી અંગત પ્રગતિ કે આનંદ શા માટે વિસારે પાડવાં!

તારા કાયદાના વાચન પછી જ્યારે પરવારે ત્યારે આ પુસ્તકોમાંનાં કોઈક કોઈક જરા ઉથલાવી જશે કે ? ઘણાં સરસ છે; અને બધાં જ નોબેલ-પ્રાઈઝ જીતનારાઓનાં લખેલાં છે...

લિ.

સ્નેહાધીન

રસિક મહેતા "

પ્રહ્લાદની શૈલીમાં " દોસ્તી હો તો ઐસા હો..." એમ લય સાથે લલકારવાનું મન કદાચ વસંતને થઈ પણ આવ્યું હશે. તે બબડ્યો, 'બિચારો કેટલો ભલો ? પોતાની વ્યથાને —જો તેના જીવનમાં કદાચ કંઈ પણ હોય તો—એક ઊની આહ પણ આપ્યા વગર મિત્રના શ્રેયને ખાતર તસ્દી લઈ કેવાં સારાં સારાં પુસ્તકો મારા માટે આપી ગયો ?' પોતાની જાતને ગુપ્ત રાખી સામાનું શુદ્ધ ભલું કરનાર નક્કર મૂગા સેવાભાવી વિરલાઓમાંનો એક તો રસિક નહિ હોય ! આટઆટલી સહૃદયતા, ધગશ, અને સાહિત્ય પ્રત્યેની હમદર્દી બીજે કયાંય વસંતે અવલોક્યાં ન હતાં. તેને તો ખરેખર મૂંઝવણ જ ઊભી થઈ કે તેને આ સૌની જરૂરિયાત અત્યાર લગી કેમ ન વર્તાઈ ? કાયદાના વાચન ખાતર શા માટે જીવન-પોષક રસ-ઝરણામાં નિમજ્જન ન કરવાની તેણે બેવકૂફી આચરી ? તે જ રાત્રે તેણે એક પતાકડું લખી રસિક જ્યાં રહેતો હતો ત્યાંથી તેને રવિવારે પોતાને ત્યાં મળવા આવવા તથા જમવાનું નિમંત્રણ પહોંચાડ્યું.

[ ૪ ]

હવે વસંતને ઘેર ઓછામાં ઓછો એકાદ આંટોફેરો મારી આવવો તે રસિકને માટે એક વ્રત થઈ પડ્યું.

" હમણાં હમણાં બરોબર વંચાતું નથી." નીચલા જડબા પર હાથ ફેરવતાં ફેરવતાં એક દિવસ વસંત સહસા બોલી ગયો.

" એવી ફરિયાદો તો વિદ્યાર્થીજીવનમાં સર્વસામાન્ય હોય છે. બાકી જો તારી મરજી હોય તો આપણે નિયમિત સાંજના નદી કિનારે ફરવા જઈએ અને ત્યાં તું તારું દિવસભર કરેલું 'લૉ' નું વાચન મારી આગળ ચર્ચારૂપે કહી જજે. તેથી તારી સ્મરણશક્તિ તથા વાંચેલું વિચારેલું વ્યક્ત કરવાની શક્તિ ખીલવી શકાશે. શું એ સાહિત્યના અભ્યાસકોને જરૂરી નથી ? એક પંથ તીન કાજ. તંદુરસ્તી પણ જળવાશે."

" સાચી વાત." લાભના ઉપરોક્ત ત્રિવિધ મારાથી વસંતથી બોલાઈ ગયું. " પણ એકલી કાયદાની માથા–ફોડ કર્યે તને અકળામણ નહિ આવે કે ? "

" ના." રસિકની આંખમાંથી રસરશ્મિઓ ફેંકાતાં હતાં. માયાને સાધ્ય કરી મુઠ્ઠીમાં રાખી ફરતા કો મહા અવધૂત સમો તે વસંતને દેખાયો. " મને હસ્તરેખા વિજ્ઞાન સરસ આવડે છે; સાથે સાથે સાયન જ્યોતિષશાસ્ત્રનો પણ મારો અભ્યાસ તલસ્પર્શી છે. કંઠસંગીતમાં પણ મેં સારી પ્રગતિ સાધી છે. બોલ, હવે કંઈ જોઈએ છે ? "

"ઓહો ! ત્યારે તો આ બધાંની મદદથી આપણામાં કઈ કઈ ખાસ ગુપ્ત શક્તિઓ પડેલી છે તે જાણવાનું પણ સરળ થઈ પડશે અને પછી તેનો વિકાસ ક્યાં નથી થતો ? રસિક ! તારી મિત્રતામાં મને દૈવનો હાથ લાગે છે."

નવી મખમલાળમાં વસંત લપેટાયો. જે બંદૂક તાકવા માટે ગોઠવાઈ હતી, તેની જ નળીના અગ્ર મુખે પક્ષી આપોઆપ આવીને બેસતું હતું. વસંતનું નામ મહિના બે મહિનામાં અચ્છા રખડુઓની નામાવળીમાં મોખરે ચડતું ચાલ્યું હતું. તેના પોષાકમાં, વાળ હોળવાની રીતમાં થતો 'પ્રગતિશીલ' પલટો કોઈના ધ્યાન બહાર હવે રહી શકે તેમ નહોતું. સવાર, બપોર કે સાંજ જ્યારે અને ત્યારે આ મિત્રદ્વંદ્વ જનતાને 'બૂક સ્ટૉલ' ઉપર કે આરામખાનાઓમાં ટાઉનહૉલની ગેલેરીના આગલા ભાગમાં કે બસોમાં સ્ત્રીઓને બેસવા નિર્ણીત કરેલી બેઠકો પર; બગીચાઓમાં કે ટેનીસ ગ્રાઉન્ડ પર; પુલની કમાનના વળાંક ઉપર કે ગામથી દૂર દૂર આવેલાં પુરાણી મસીદોનાં ખંડેરોમાં નિશ્ચિત રીતે અથડાતું નજરે ચઢતું.

વસંતનાં કુટુંબીઓને લાગ્યું કે ગાડું ચીલા બહાર તો નથી જતું ? પણ "પરીક્ષાના પરિણામ વખતે જોજો ને..." એવા વસંતના ખખડતા ખાતરીદાર આશાવાદથી સંભાર પામેલા વાક્યથી વાતાવરણ નિર્મળું બની જતું. કુટુંબીઓની પામરતાથી કંટાળી આવાં વાક્યો ફેંકતાં ફેંકતાં, ઘરમાં અધૂરાંપધૂરાં પહેરેલાં વસ્ત્રો બારણા બહાર નીકળી વસંત ઠીકઠાક કરી લેતો. તેની ગેરહાજરીમાં

કુટુંબીજનોને રસિક ધીરજ આપતો કે વસંતની કાર્યદક્ષતા ઉપર શંકા આણવી તે કેવળ મૂર્ખતા છે અને સનીના 'પતિવ્રત' ઉપર કુતૂહલથી નીરખવાના પાપ સમું છે.

[ ૫ ]

સાંજનો સમય હતો. પુલ ઉપરથી આ બંને મિત્રો જ્યારે તેમની વેગીલી ગતિથી જનવ્યવહારની સોંસરવા નીકળતા પોતાનો માર્ગ કાપી રહ્યા હતા ત્યારે એક ખૂબસૂરત જુવાન છોકરી દૂરથી તેમને નિહાળતી ચાલી આવતી દેખાઈ. તેની મોહકતામાં સંસ્કાર અને સૌંદર્ય ઉપરાંત પણ કક્ષાએકની 'ગંધ' તેઓએ પારખી. પણ વસંત જરા સંકોચાઈ વિશાદપૂર્ણ બની ગયો. તે રૂપગર્વિતા તદ્દન નિકટ આવતાં તો વસંતનાં નેત્રો ભૂમિ ઉપર ઢળી ગયાં. તેના મનમાં જે જે સૌરભ ભરીને પેલી ચાલતી થઈ હતી, તે વસંતના આખાય શરીરમાં વીંછીના ડંખ માફક ત્વરાથી પ્રસરી ગઈ; તેનું હૃદય કલ્પનાના ચાકળે ચડ્યું; તેના આત્માને તેની અત્યાર લગીની અતૃપ્તતા ઘડીભરને માટે આ અસરે ભુલવાડી દઈ વસંતને કોઈ રોમાંચક નવલકથાના હીરો થવાની લોલુપતા તેનામાં સળવળાવવા લાગી. મનોમંદિરના આંગણામાં આકાંક્ષાની રંગબેરંગી રસસમાધિએ આ બન્ને રસ-ઘેલડાઓને ઐચ્છિક ભારથી લાદી નાખ્યા!

"વસંત, આપણું જીવન ગમે તેવું તોય હિંદુસમાજ-રચનાના કારણે શુષ્ક તો ખરું જ!"

'સાચે જ, માબાપે ઘડી આપેલા નાના સરખા જગત સિવાય અત્યાર લગી બહારનું જગત જોયું જ કોણે હતું!

તેં મારા જીવનમાં ભળી મને અવલોકન કરતો કરી મૂક્યો. રસનિષ્પત્તિ કાજે નવું દૃષ્ટિબિંદુ આપ્યું."

"મને તો આ બધામાં એક વસ્તુ ચોક્કસ લાગે છે. તારા સંકુચિત જીવનમાં તારી નૈસર્ગિક એવી ઘણી ઘણી વૃત્તિઓ કચડાઈ ગઈ—હણાઈ ગઈ છે. આજે આ સૌંદર્યે તારા ઉપર કેવી ઊંડી અસર કરી મૂકી? ભાગ્યે જ મેં કોઈને આટલો વિહ્‌વળ બની તેવા સૌંદર્યના રસસ્ફુરણને ઉત્કટતાથી ઝીલતો જોયો હશે. તારું હૃદય અને માનસ સાચે જ અકલ્પ્ય ખીલેલાં છે; પણ તેમાંથી આવા પ્રસંગોને અંતે જે ઝણઝણાટ ઊઠવો જોઈએ અને જેવી રીતે ઊર્મિઓ કાવ્ય કે કલાનો સ્વાંગ સજી બહાર આવવી જોઈએ, તેવી રીતે થતું નથી. એ ઊર્મિઓ બરાબર સંવાદિત થવી જોઈએ એનું નામ સર્જન. તેનો આથી વધુ સુરેખ ખ્યાલ મારાથી આપી શકાય તેમ નથી. પણ તેને માટે તું સુપાત્ર છે. જરા ધારે"...

"કેમ શું? રસિક?" વસંતને પોતાના 'મનોવ્યાપાર'ની ગાડી કોઈ બુગદો કે સુરંગ બહાર નીકળી આવી નવીન સૃષ્ટિ-સૌંદર્યવાળા પ્રદેશ પર દોડી રહી હોય તેવું ભાસ્યું. ભરદોરમાં કપાઈ ને આવતો પતંગ સુલભતાથી પોતાના છાપરાના મોભારે પહોંચી જવાથી પ્રાપ્ત થશે તેવી ખાતરીથી આત્મશક્તિ પર મેળવવાનો વિજય વસંતને હાથવેંત આવેલો લાગ્યો. પોતે રસનો વિહારી છે, તે વાત તેને મીરાંને ગીરધર મળ્યા સરખી આનંદપ્રદાતા થઈ પડી.

"એ તો...મારું એમ કહેવું હતું કે...હા, જો ને હું શું કહેતો હતો...? માનસ પૃથક્કરણ...ધ્યાન આપ ત્યારે."

તાબૂતનો વાઘ વ્યૂહ વિચારી ધીમા પણ સુદઢ પેતરા ભરે તેમ રસિકે અન્તર્ગત વિચારોનો સ્ફોટ કરવા માંડ્યો. આપણી લાંબા સમયથી કચ્ચડાઈ–દબાઈ ગયેલી વૃત્તિઓને પરિણામે આપણામાં અમુક પ્રકારની ખોટીલી વિચારશ્રેણી કે વૃત્તિ ઘડાઈ જાય છે. તેમાં રહેલી વક્રતા જ તારા જેવા આશાસ્પદનાં જીવન અવળે રસ્તે ચઢાવી તેને તદ્દન વેરાન જેવાં અફળ કરી મૂકે છે. હવે તું જ જોને ? મારી મિત્રતા થયા પછી તારી લાગણીઓ કેવી નૈસર્ગિક બનતી જાય છે ? તું નિબંધો, વાર્તાઓ, કવિતા લખતો થઈ ગયો. તેમાંથી તારો સંતોષ પોષાય છે. તેવું " વૃત્તિઓ " ની બાબતમાં પણ બનવું જોઈએ. જો એ સર્વનો રીતસર અભ્યાસ થાય તો જ તું તારા માનસને નવું ઘડતર આપી શકે. એ વૃત્તિઓના આવેગને અનુકૂલ રસ્તો મળે ત્યારે જ માણસમાં સર્જનશક્તિ ખીલે; અને તે જ તેને અજોડ કલાકાર, કવિ, કે અન્ય ક્ષેત્રના સર્જક થવામાં અચૂક ખાસ મદદ આપે છે."

" ત્યારે તો મારે માનસશાસ્ત્ર અને તેના ઉપરનાં પુસ્તકો વાંચવાં જ રહ્યાં."

" આ વિજ્ઞાનયુગમાં તેની અંગત જરૂરિયાત જાતીય વિજ્ઞાન જેટલી જ છે; અને બન્નેને પરસ્પર સંબંધ કોઈ એ વિષયમાં પણ હું લખી આપું તે પુસ્તકો ત્વરાથી મુંબઈ કાગળ લખી વી. પી. થી મંગાવી લે." બ્રિટિશ હિંદને સંસ્થાનિક સ્વરાજ, અલબત બ્રિટનના ખાસ વર્ચસ્વવાળું, આપી તાત્કાલિક હિંદી વજીર જેવો છૂટકારાનો દમ કહાડે તેવી અદાથી રસિક આટલું વદી વિમુક્તતાનો કોઈ પ્રકાર અનુભવવા લાગ્યો.

[ ૬ ]

અઠવાડિયા પછી બપોરની ઊંઘમાંથી વસંતને ટપાલીએ ખબર પહોંચાડી બળાત્કારે જગાડયો. એક સો ને સાઠ રૂપિયા બે આનાનાં પુસ્તકોનું વી. પી. પી. તેને છોડાવવાનું આવ્યું હતું. હવે તેનું પુસ્તકાલય છેલ્લી શોધખોળ મુજબના માનસશાસ્ત્ર અને જાતીયવિજ્ઞાનશાસ્ત્ર ઉપરના વિદ્દદ્ભોગ્ય ગ્રંથોથી ભભકદાર બની ગયું. તેમનાં બાહ્ય પરિધાનોના (જેકેટોના) તીખા અવનવા પચરંગી રંગો વસંતના અધ્યયન યજ્ઞની જ્વાળાઓ સમા ઝબકતા ભભકતા હતા. તેમના વાચનમાંથી ઊંચો આવતાં કાં તો રસિક વસંતને, પોળોનાં રખડાઉ કૂતરાં પકડવા આવનાર પાંજરાપોળના રબારીઓ પોતાના શિકારને મક્કમતાથી જકડે તેમ, મિત્રતાના બંધનમાં જકડતો; કે કાં તો તેની મા ભોજન માટે પચાસ બૂમો મારવા છતાં સપૂત ન આવતો ત્યારે રસોડામાં તેને ખેંચી જવા આવતી. વસંતને જીવન સાર્થકતાનો રસ્તો જરાય કંટાળો કે અટપટો, બલિદાનો માગી લેતો કે ફના થઈ જવા અપીલ કરતો ન લાગ્યો. સદ્દગુરુનો જે મહિમા ગુજરાતના આપણા ભક્તકવિઓ આપી ગયા છે તે મહિમા વસંતે યોગ્ય કદરથી મિત્રપદને નવાજ્યો. રસિક કંઈક સાહજિક રીતે નિરભિમાનથી હસી વસંતની અંજલિને સાભાર સ્વીકારતાં વસંતનાં ચેવડો, પેંડા અને ચાહને આસાનીથી ઉદરપ્રદેશે પધરાવતો. તેનું કલારહિત હાસ્ય અને અને હાવભાવ હાર્દિકતાને અનુરૂપ જ હતાં.

નવું જ્ઞાન લાધતાં હવે વસંતને ભૂતકાળની નષ્ટપ્રાય: થયેલી પોતાની વૃત્તિઓને શોધી શોધીને પુનર્જન્મ આપ-

વામાં અને યૌવનની નવી વૃત્તિઓને ખીલવી પરાકાષ્ઠાએ લઈ જવામાં અર્ધગૌરવભરી ફરજ સમજાઈ. તે હવે મુક્ત હતો; જનસ્વભાવની ક્ષુલ્લકતા ઓળંગી ગયેલો યાત્રી હતો...પણ પ્રત્યક્ષ અનુભવ દ્વારા પોતાની મુક્તિની ખાતરી પામવા તેણે એક પગલું "આગે કદમ" ભર્યું. માબાપે પાંચ છ વર્ષો પૂર્વે વિવાહ કરી રાખેલી કન્યા ઉપર તેણે અણગમાભર્યા અને આકરતરી રીતે તેનો ઇન્કાર કર્યાના પત્રોનો પુંજ વરસાવ્યો. "ધીખતી ધરાની" એ નીતિ તેના આત્મોત્કર્ષ માટે શું અનિવાર્ય નહોતી ? પોતે પસંદ કરે તે જ તેની જીવનસંગિની. એ પત્રોએ તેની આઝાદ થતી વૃત્તિઓને પાંખો ધીરી અને તેને કલ્પનાઉડ્ડયનની રમઝટે ફગાવ્યો. તેના કલેવરમાં નવવધૂ સમી કોડીલી બની મહાલતી આશાઓએ ચિત્કાર કરી મૂક્યો.. એક સમાનધર્મા પ્રિયાની શોધમાં પ્રયાણે ચઢવાની હદ સુધી તે કટિબદ્ધ બન્યો.

[ ૭ ]

"રસિક ! આજે ઘણાં ઘણાં વરસો થયાં હૈયામાં છુપાવીને સિંચી રાખેલ એક દર્દ સમી ભાવના રજૂ કરવા હિંમત કરું છું." ઉનાળાની મોડી ચાંદની રાતે વિશાળ અગાસીમાં, જ્યારે તદ્દન નીરવતા પથરાઈ હતી અને આ બે મિત્રો એકલા આળોટતા હતા ત્યારે, બીજા બધા જ કથાપ્રસંગો ખૂટયા પછી, મિત્રની આખરી અંગત સ્નિગ્ધતા ઉપર મુસ્તાક બનીને વસંતે વાત છેડી. ખરેખર, કોઈને પણ ઘડીભર આ કામ સાપ પકડવા જેવું કુનેહબાજીભર્યું લાગત. પણ મિત્રની

તે કથનીને જાદુઈ આવકાર આપવાની રસિકની લાક્ષણિક ટેવ વસંતને સંપૂર્ણ વિશ્વસનીય માલૂમ પડી ચૂકી હતી.

પ્રસંગને ઉચિત એવું જ રસિકના હૃદયમાંથી સંવાદિત થતું તાલબદ્ધ સંગીત આ ગાયકના કંઠને ઉત્સાહિત કરવા બહાર આવ્યે જતું હતું. તેણે ઘણા જ અસરકારક છતાં કરકસરભર્યા શબ્દો અને વાક્યોથી વસંતના કથનીપ્રવાહને ઝીલવામાં અપ્રતિમ કુશળતા દાખવી. પરિણામે વિના વિઘ્ને પ્રસવ થાય તેમ આખુંય ચર્ચાકલેવર, નવી ભાત પાડતું, નવા મનોગમ્ય ભાવો જણાવતું, ને નવી કલ્પનાઓમને સાકાર કરતું, બીજા દિવસની સવારના બાલસૂર્યનાં ફિક્કાં સુવર્ણરંગી કિરણોને સાક્ષી રાખી, વસંતને કારણભૂત બનાવી, જન્મ પામ્યું.

" પાંચ છ વરસ પૂર્વની આ વાત... ત્યારે અમે અમારે ગામ રહેતા. હું મેટ્રિકની પરીક્ષા આપવા અહીં આવેલો. પછી પિતાના એક સ્નેહીને ત્યાં ગુલાબપોળમાં ઊતર્યો હતો. "

" ત્યારે તો હું કંઈક કલ્પી શકું તેવું ચોખ્ખું તારી વાતચીતમાંથી તરવરે છે. "

" મારી કિશોર અવસ્થાના અંત પછી ચાલી આવતી જીવનવસંતના મંગળાચરણ રૂપ એ પહેલું પ્રેમકિરણ, જેને તમે પારિભાષિક શબ્દોમાં Calf-Love ( કિશોર પ્રેમ ) કહો છો તે. તેમાંથી જ આપણને દૈવીકરણનું (Sublimation) સ્વપ્ન લાધે છે...જે વડીલને ત્યાં હું ઊતર્યો હતો, તેને અમે કાકા કહેતા. તેની એક સુંદર પુત્રી મારાથી આકર્ષાઈ..."

" ત્યારે તો .."

"બધી વાત રજેરજ કરીશ. ખામોશ રાખ. આ પૂર્વવૃત્તાંત વચ્ચે બીડા મારવાની તારી કુટેવ તું જતી કર."

"સારું, નહિ બોલું. કદાચ તેથી તું યોગ્ય રીતે લાગણીપ્રધાન બનતો અટકે અને વિષયને અન્યાય થાય તે સારું નહિ. હું શાંતિથી સાંભળું છું." પેસિફિકના રણમોરચે આબરૂ ભલે જાય પણ પાર્લામેન્ટની કાગારોળમાં ચર્ચાને અન્યાય ન મળવો જોઈએ તેમ માનતા કોઈ રાજ્યબંધારણપ્રેમી સભ્યની અદાથી રસિકે પોતાની ઉક્તિ માટે માંડવાળ કરતાં વસંતની જિહ્વાને તાજો ઝોક આપ્યો.

"પરીક્ષા દરમ્યાન ૭ સાત દિવસો હું પ્રેમાવસ્થામાં રહેલો માનવશક્યતાની હદ લગી પહોંચેલો. પેપર સુંદર રીતે લખીને ઘેર આવતો. તેણે મને જે રીતે ભાવથી જમાડ્યો છે, મારી બરદાસ્ત કરી છે, મને શહેરનાં જાણીતાં સ્થળો તેની મોટરમાં પોતાની જોડાજોડ બેસાડી ઉમળકા ભેર બતાવ્યાં છે તે સર્વ હું કદી પણ ભૂલી શકીશ નહિ."

"વસંત ! ત્યારે તો તું હવેથી નોંધપોથી લખવી શરૂ કર; અને આ સર્વની તું અતિ ઝીણવટથી ક્રમકદાર શૈલીમાં નોંધ કરી નાખ. ભવિષ્યમાં તેના આધારે તું અપૂર્વ નવલકથાઓ રચી શકીશ."

"અને પછી જ્યારે વિખૂટા પડવાનો વખત આવ્યો ત્યારે તે પોતાની મા પાસે રસોડામાં જ સંતાઈ ગઈ. તેને ચોક્કસ લાગી આવ્યું હશે કે રડી પડીને જગત સમક્ષ તે નિર્બળતા દેખાડી દેશે. કદાચ તેનું હૃદય મને કરુણ વિદાય આપતાં હજારો ટુકડેટુકડામાં ખંડિત પણ થઈ જાત. એ

છૂટાં પડ્યાં તે પડ્યાં ..મને તે દિવસો યાદ આવે છે ત્યારે ડૂમો ભરાઈ આવે છે; ને રડ્યા વગર ભાગ્યે જ હું રહી શકતો હોઇશ. લોકલાજનાં માર્યાં કહો કે વડીલોની મર્યાદાની દિવાલોના પિંજરે પુરાએલાં પંખી સમાં અમે પત્રવ્યવહાર પણ ન કરી શક્યાં ! અરે ! અહીં રહેવા આવ્યા પછી પણ મારો પગ એટલો તો ભારેખમ બની ગયો કે મને તેના ઘર આગળથી પસાર થવાનું આવતાં પણ કંપારાં આવતાં કે જીવ વલોવાઈ ગયા જેવું થતું ! કપાળ પર પરસેવાનાં બિંદુઓનાં ઝૂમખે ઝૂમખાં બાઝતાં..એ પરિસ્થિતિ, પ્રેમવૃત્તિ કેટલી ઉગ્ર હશે ત્યારે ઉદ્ભવતી હશે ? કલ્પના કરવી તને સોંપું છું. ”

રસિકને પણ સટોડિયાના દલાલોને સુલભ એવી રીતે કલ્પનાના હિંડોળ ઉપર આભે ચઢવાની હથોટી બેસી ગઈ હતી. “ વસંત, તારા જેવી જ આકરી સ્થિતિ મારા એક બીજા મિત્રની થઈ હતી. પણ તેનું કાળજું તારા જેવું ખડતલ નહિ. તેથી તે બિચારો “ મેન્ટલ રેક ” ( ગાંડો ) થઈ ગયો અને ધંધે રોજગારે બેહાલ થઈને ગાંડાની ઇસ્પિતાલમાં કૂતરાના મોતે અકાળ મૂઓ. તેના દુ:ખના પ્રસંગે તેનો સાથી હું જ હતો. તે રોમાંચક યાતનાચિત્ર જ્યારે જ્યારે મારી નજર સન્મુખ ખડું થાય છે ત્યારે ત્યારે અન્તર સોંસરવી એક અરેરાટી પસાર થઈ મારું જીવન થીજવી નાખે છે. વસંત, તારે તેમાંથી બોધપાઠ લેવાનો રહ્યો. ભલે દુનિયા થોડા દિવસો બોલીને બેસી રહે; સગાંસંબંધીઓ ચાર દિવસ ખળભળે પણ તારું જીવનભરનું જેમાં શ્રેય રહેલું છે તે જ રસ્તો તું સ્વીકારજે. તને જ્યારે લાગે કે તેના

વગર તારું જીવન ઓજરૂપ છે અને તેના જ સાહચર્યમાં તારું જીવનકલ્યાણ સમાયેલું છે ત્યારે ઘડીનોય વિલંબ ન કરતો. દુનિયાની કે ભાવીની પરવાહ કર્યા વગર પ્રેમયોગી ડ્યુક ઑફ વિન્ડસરની માફક તું પણ એક અનેરા અને નિરાળા આત્મમોહિ માર્ગે ગમન કરજે. તેમાં જ 'માનવતાનું આદર્શદર્શન' તને સાંપડશે."

વસંતે પોતાનો વિરાટ ઉત્થાનકાળ આ લઘુ પ્રવચનમાં પ્રત્યક્ષ થતો વિલોક્યો. હવે આમ હાથ જોડી બેસી શે રહેવાય ? !

"અત્યારે તેના કંઈ સમાચાર ?" રસિક અપેક્ષાથી પૂછ્યું.

"ક્વચિત ક્વચિત બસમાં કે ગાર્ડનમાં મળે છે. મળે છે ત્યારે દુ:ખનું માર્યું મસ્તક એક આંસુભરી તીરછી નજર ફેંકી ફેરી લે છે. એનું આપણું અત્યારનું સ્ત્રીજગત આપણે જન્માન્તરોથી અને પેઢી દર પેઢીથી ચાલતા આવેલા વિચારો, રૂઢિઓ અને ખાસિયતોના કેદી બની ચૂક્યા છીએ. તેમાંથી ચસકતાં મૂંઝાઈએ છીએ. આપણું અન્તઃકરણ પ્રામાણિક અને વિવેકી બનવા જાય છે. તેમાંથી જન્મતી સહિષ્ણુતા એક યન્ત્ર સમી કપરી છે. પણ આપણે તે વસ્તુ જનસ્વભાવમાંથી ભૂંસી કાઢી ભાવિ પ્રજા માટે મુક્ત પ્રેમનો રસ્તો કરી આપે જ છૂટકો. હા, નફ્ટ અને છાકટા થનાર ગમે તે કરી શકે અને તેથી 'કાગડો દહીંથરું લઈ જાય' એવી વાસ્તવિકતા પણ આજકાલ નજરે પડે છે. પણ તેમાં સજ્જનતા કે કુલીનતા ક્યાં રહી ? આપણાથી તેમ સંસ્કારોને સાટે મવાલી થોડું જ બનાશે ?'

રસિકે વિષયાન્તરનું ભાન કરાવી મૂળ વસ્તુ તરફ વાળતાં વસંતને તે યૌવનાનું સુરેખ શબ્દચિત્ર અંકિત કરવા પ્રેર્યો.

"અત્યારે? અત્યારે તે કદાચ પરણી હશે...બીજાની થયે પણ તે પ્રથમ પ્રેમ-ચમત્કાર ઓછો જ ભૂલી જઈ શકે તેમ છે? જ્યારે અને ત્યારે હું તો તેને તેના બાપને ત્યાં જ જાઉં છું. હા, બાકી તેમની જ્ઞાતિમાં એવો ચાલ ખરો કે દિવસભર નવવધૂ પોતાના પિયર રહે અને રાત્રે નવ દશ વાગતાં સંસ્કૃત નાટકોના આપણા જૂના જમાનાની અભિસારિકાઓની જેમ એક આછી પાતળી સાડી અને કપડાની નાની સરીખડી પોટલી વાળી પોતાના નાના ભાઈ કે નોકર સંગાથે પતિને ઘેર જાય. એમ પણ કદાચ હોય, પણ એ માન્યામાં નથી આવતું. ગમે તેવા પતિ સાથે આવી ઉમદા હૃદયની છોકરીનું ચિત્ત ક્યાંથી શાંતિ કે સખ્ય અનુભવે? જો કે મેં તેને જોયો નથી પણ છોકરીની ઉજ્જડ ખંખ જેવી થતી જતી કાયા ઉપરથી શું શું અનુમાન ન થઈ શકે?"

"બસ, બસ કર વસંત. મારું માને તો આ દારુણ દુઃખ-દર્દભરી કથની એટલેથી પડતી મૂક. મારી લાગણીઓ વધુ પડતી ઉશ્કેરાઈ જશે તો હું વિકળ બની જઈશ. આ જ વિચારોથી અકળામણભર્યા કેટલાય દિવસો મારે પસાર કરવા પડશે. મારી નિદ્રા ઊડી ગઈ છે; લોહી ઊકળી આવ્યું છે...ગમે તે ભોગે પણ વ્યક્તિગત અને સામાજિક બદીઓને જડમૂળથી ઉખેડી કાઢવા આપણા જેવા યુવકોએ ઝૂઝવું પડશે."

[ ૮ ]

વસંત એકનો અનેક અને અણુનો વિરાટ બનતો ચાલ્યો. કૂતરાના કાન પરના કીડાઓ જેમ તે મૂગા પ્રાણીમાં અજંપો ઉત્પન્ન કરી તેને રઘવાયું કરે છે તેમ નવી નવી વધતી જતી પ્રવૃત્તિઓએ વસંતને મહાત કર્યો. તેના પિતાએ તેને જે ઠેકાણે લાગવગ પહોંચાડી ટ્યુશન અપાવ્યું હતું, ત્યાં પણ આ આંદોલનોના પડઘા પડ્યા વગર ન રહી શક્યા.

"માસ્તર સાહેબ છોકરાનો અભ્યાસ બગડતો જાય છે. જુઓને તેનું માસિક રજિસ્ટર. તમે જરા નિશાળે જઈ તેના માસ્તર ફાસ્તરને મળી જરૂરી હકીકતો મેળવી અને તે જેમ સૂચવે તેમ કામ લેવું શરૂ કરો."

વાણીએ કંઈક ચિંતા સેવતાં વસંત સાથે માનપૂર્વક વાત કરી; અને પોતાના પુત્ર કે જેને કારણે વસંતને એક નૂતન રણાંગણમાં આજે ઓચિંતા ઊતરવાનું આવ્યું હતું તેને બોલાવ્યો.

"જો મૂરખ! આમ નજર કર, તારા ગુરુજી કહે છે કે, તું બિલકુલ વાંચતો નથી. મૅટ્રિકમાં કેટલાં વર્ષ ગાળવાં છે? આમ કરીશ તો ઘરની બહાર જ તગડી મૂકીશ. પછી ઘેર ઘેર ભીખ માગજે અને લોકોનાં પોટલાં ઊંચકી પેટ ભરજે." માસ્તરની કુમક મળી જઈ આ સજ્જન ગૃહસ્થે પોતાના દીકરાને ઊધડો લીધો. પણ...

"બાપુજી, સાહેબ એમ કહે જ નહિ. તેમના કહેવા પ્રમાણે હું બરાબર તૈયારીઓ કરું છું. કેમ સાહેબ, ખરું ને!

તમે સમાજવાદ ઉપર જે પુસ્તક વાચવા આપેલું તે મેં અઠવાડિયામાં પૂરું કર્યું હતું ને? ઇતિહાસ માટે 'ભારતમાં અંગ્રેજી રાજ્ય' એ જપ્ત થયેલું પુસ્તક પણ બેય ભાગમાં ટૂંકી નોંધો ઉતારી પૂરું કર્યું. ત્યારપછી મેરી સ્ટોપ્સનાં સેક્સ (જાતીય વિજ્ઞાન) માટેનાં એએક પુસ્તકો જોઈ ગયો. હમણાં હમણાં રૂપરાણી મહાન નર્તકી ઇસાડોરા ડંકનનું જીવનચરિત્ર પણ ઝડપથી વાંચી રહ્યો છું અને ચાર પાંચ દિવસમાં તો તે પણ..."

બાપની હિંમતને ભોંઠપ લગાડી થીજાવી નાખે તેવી આકસ્મિક ઠંડી વીજળી પડી. તેને થયું કે માસ્તર સાહેબમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી પાછું વાળી ન જોવામાં તેણે છોકરાના ભાવિ ઉપર એક મહાન જુગાર ખેલ્યો હતો. અત્યાર લગી ખર્ચેલી ટયુશન ફી અને મેટ્રિકમાં ભણતા પુત્રને ભાવી કલંક લાગતું જોઈ તે બિચારો તો ગળગળો જ થઈ ગયો. વસંત સાથે જરાય જીભાજોરી કર્યા વગર તેણે વિવેકપૂર્વક ચઢેલા દિવસોનો પગાર ચૂકવી આપી વસંતને આર્થિક શહાદત અપનાવવાની પહેલવહેલી તક આપી. વસંતે પણ ઘર તરફ પગલાં માંડતાં અભિપ્રાય બાંધ્યો કે શિષ્યનો બાપ કોઈ મહાન અરસિક જડસુ હોવો જોઈએ.

વસંતના બાપે આ પ્રમાણે માસિક ત્રીશના આંધણના સમાચાર સાંભળ્યા ત્યારે મન વાળ્યું કે હવે ફાજલ પડતા વખતનો ઉપયોગ વસંત કાયદાના વાચનમાં કરી પ્રથમ વર્ગ લાવી શકશે; અને તેથી આદાની ખોટ મહુડાના વેપારમાં નફા રૂપે ફેરવાઈ શકાશે—અલબત્ત, એવા 'આશાળુ' મંતવ્ય પર પિતાને લાવવામાં વસંતે તર્કશાસ્ત્રનો આધાર લઈ તનતોડ મહેનત કરી હતી તેની ના નહિ!

[ ૯ ]

વસંતની પરીક્ષાના દિવસો નજીક આવતા જતા હતા. ત્રીજા માળની પોતાની ઓરડીનું બારણું અડકાવી, આરામ ખુરશીમાં ગાત્રો શિથિલ કરી તે પડ્યો હતો. એક હાથ માથા તરફ હતો અને બીજો હાથ એક ચોપડીને તે તદ્દન ચીમળાઈ જાય તેમ પકડી રાખીને બાજુમાં લટકતો હતો. તેવામાં ચા નાસ્તાનો વખત થતાં દાદરનાં પગથિયાં ધડબડ ધડબડ અવાજથી ગાજી ઊઠયાં. વસંતે મનને અનુકૂળ જમાવેલું વાતાવરણ ડહોળાઈ ગયું. ડહોળનાર રસિક હતો.

"કેમ ! પરીક્ષા માટે કંઈ ભયંકર તૈયારીઓ મચાવી છે ને ? જો વસંત આજે હું ફીઝિકલ કલ્ચરના કેટલાક સુંદર અંકો લાવ્યો છું. તું તારું વાંચ. તે દરમ્યાન હું એ બધા જરા ઉથલાવી જોઉં."

"મૂક તારું ફીઝિકલ કલ્ચર ! જો મારા પુસ્તકોના પેલા કબાટની છેલ્લાની ઉપલી હારમાં પંદરમું પુસ્તક. તે જુએ તો તારો આ વિલાયતી કચરો તું સદંતર ભૂલી જાય. યોગાસન અને હઠયોગથી સ્વાસ્થ્ય કેમ મેળવવું તે સુંદર ચિત્રો સહિત જોવા મળશે, જોડે સૂર્ય નમસ્કાર ઉપર પણ કંઈક છે."

"વસંત, જરા ઠંડો પડ અને મારી દલીલ સાંભળ. આપણા દેશની પદ્ધતિ માટે મને માન નથી એવું તને કોણે કહ્યું ? પણ પશ્ચિમે તો સ્વાસ્થ્ય સાથે સૌંદર્યનો પણ જબરો મેળ સાધી બતાવ્યો છે, તારા ગામા અને કલ્લુનાં બેડોળ અંગ જો અને ચાર્લ્સ એટલાસ કે સેંડોનું માંસલ, સૌંદર્ય

નીતરતું અંગ જો. તે ઉપરાંત ત્યાંની સ્ત્રીઓના સૌંદર્યનું પણ અચ્છું દિગ્દર્શન આવાં માસિક પત્રોમાં જોવાનું મળે છે. આ અંકો ખાસ સ્ત્રીઅંકો છે. તેમાંના કેટલાક પોઝીઝ તો......"

"એકલી પાશ્ચાત્ય સ્ત્રીઓમાં સૌંદર્ય જ છે તેમ માનવા કે કોઈને માનતું જોવા હું પોતે તૈયાર નથી. આજે જ મેં પેલીને ભભક ભરી રીતે ચાલી જતી જોઈ ત્યારે મારી ગતિ પણ ઘડીભર થંભી જ ગઈ. તેના અંગમરોડની એક એક રેખાને ફલક ઉપર અમર કરવા ચિત્રકાર થાઉં કે આરસમાં અખંડ જળવાય તેવું કલાવિધાન કરવા મહાનશિલ્પીનો અવતાર લઉં તો પણ તેના લાવણ્યને ન્યાય આપી શકું તેમ નથી. મને તો ત્યારથી જ એક અંતર્ગત ગૂંચ પડી ગઈ છે. ત્રણ ત્રણ કલાકથી આ 'પ્રોસીજર કોડ'ના પહેલા પાનાનો પહેલો ફકરો વાંચું છું પણ અક્ષરે મગજમાં ખૂંપતો નથી તેવી ઉત્કટ અસર થવા પામી છે!!! રસિક, રસિક, જીવન વહી રહ્યું છે, તેની ઊર્મિઓની ગંગોત્રી–જમનોત્રીઓમાં નિમજ્જન કરનારે કલા, સૌંદર્ય કે સાહિત્ય સિવાયના વિષયો ઉપરનાં સર્વ પુસ્તકોનો બેબિલોનના જેવું વિરાટ પુસ્તકાલય રચાવી તૈમૂર જેવાના હાથે વિનાશ કરાવ્યે છૂટકો! ચોમેર જીવન, ચેતન, અને પ્રકાશ આ વિશ્વના ખૂણેખૂણામાં વ્યાપતી નૂતન યુગની નવપલ્લવિતા દાખવી રહેલ છે. ત્યારે શું આપણે જ બે વહેંતિયા જેવા મૂઢ બેસી અરણ્યરુદન કર્યા કરીશું?"

વસંતે ભાવાત્મક અવસ્થામાં આવી જઈ ચોપડી ફગાવી દીધી. આ નાસ્તો આવતાં વાર્તાલાપ વખતે કબાટમાંથી બેઠ્ક બંધ દેશી પરદેશી સીનેમા નટીઓ તથા નર્તકીઓનાં મુખારવિંદ અને અર્ધવિભૂષિત કાયાઓની છબીઓનાં આલ્બમોનો ઢગલો થઈ

થઈને પડ્યો. ગ્રામોફોન ઉપર ન્યૂ થીએટર્સની અને પાશ્ચાત્ય નૃત્યના સંગીતની રેકર્ડો હણહણી. આ બે રસજોગેન્દ્રો સિવાય 'મર્ત્ય લોક'ના કોઈ પણ માનવી માટે એબાકળા થઈ જવાય તેવું પ્રચૂર વાતાવરણ જામ્યું હતું. રસિકની સિગારેટોએ તેમાં સૌંદર્યપ્રશસ્તિને પ્રજે ધૂપના ગોટેગોટ વહેતા મૂક્યા હતા. આજે કોઈ અવનવો વાર્તાલાપ ત્રાટકવાનો હતો કે શું!

"વસંત! તું લગ્નમાં માને છે કે?"

"પહેલાં માનતો હતો પણ અત્યારે તો એ સંસ્થા એક ભૂત લાગે છે. મારા જેવો મનુષ્ય કે જે ક્ષુલ્લક માનવ-સ્વભાવની સામાન્ય ભૂમિકા ઓળંગી ચૂકેલો છે તેને માટે તો તે અચૂક બંધન રૂપ જ છે. લોકોએ ઘડેલા નીતિ અનીતિના સિદ્ધાંતોથી પર હોઈ હું તો પ્રકૃતિના નિયમનોમાં માનતો થઈ ગયો છું. તે અટલ શક્તિ લગ્નને સ્વીકારતી નથી. જનસમાજે સુખી થવું હોય તો પ્રકૃતિના અવાજને પારખવા કાન સરવા જોઈએ. લગ્ન કૃત્રિમ છે કૃત્રિમ! રસિક... જાતીય આવેગો પ્રકૃતિના પલકારા હોઈ કોઈ પણ મનુષ્યરચિત સંસ્થાથી પર છે. તે આવેગોને લગ્ન ખોટી રીતે રૂંધી મારવા માગે છે. તેટલા માટે જ તે સ્વીકારવા યોગ્ય નથી."

"બસ બસ, દોસ્ત! આજ વસ્તુ હું તારી પાસેથી જાણવા માગતો હતો. તો પછી..."

"શું? તો પછી?"

"જરા હિંમત કરું! આપણો અંગત પરિચય અને એકદિલ છે માટે જ..."

"રસિક! તું જે કંઈ કહેશે તે થારે કબૂલ છે. તારો વિશ્વાસ એ જ મારી જીવનદૂર્ક છે"

"તો જેને ખાતર તારું હૃદય આટઆટલું પીડાય છે, ઝંખે છે, તલસે છે, તેને તું લગ્નના અનિષ્ટમાંથી ન બચાવી શકે?"

વસંત આત્મવિશ્વાસના ઓડકાર ખાતો ખાતો કંઈક રાજનીતિજ્ઞની અદાથી હસ્યો.

"હવે ઘેર જા મહેરબાની કરીને... સૌ સમય આવે સમજાશે. તારા કરતાં મારી બુદ્ધિ સાચે જ પ્રગતિશીલ છે." ઉપરવટની માત્રા વસંતે પહેલવહેલી આજે બતાવી. રસિક જેવા ગુરુ ઉપર સવાઈ સિદ્ધિ મેળવ્યાનો તેણે દાવો કર્યો. રસિક ગયો પણ કંઈક ઢીલો પડીને. વસંત તેને અદ્દભુત બનેલો લાગ્યો.

[૧૦]

પરીક્ષા પતી ગઈ. વસંતના મુખ પર તરવરતી પ્રસન્નતાના ઘેનમાં કુટુંબીઓ, સંબંધીઓ, પાડોશીઓ સૌ કોઈ મસ્ત બની આશા સેવતાં પરિણામના દિવસની રાહ જોઈ રહ્યાં હતાં. વસંત તરફથી મળનાર જાફત માટે તેઓએ તે દિવસને અનુકૂળ ભૂખ અને સ્વાદ-રુચિ પણ કેળવ્યાં હતાં. મુંબઈમાં જો બાર વાગે પરિણામ બહાર પડે તો અહીં તારબાર આવતાં સાંજના પાંચેકનો સુમાર નીકળી જાય. પીઠી ચોળ્યા પછી વરરાજાને ફરજિયાત ગણપતિ આગળ

નજરકેદીની અવસ્થામાં બેસી રહેવું પડે છે, તેમ વસંતને પણ રસિકને પોતાના જમણા પડખે અણવર જેવો બેસાડી દીવાનખાનામાં હીંચકા ઉપર આજે ચોંટી રહેવું પડ્યું.

બારનો સુમાર થતાં ટપાલી તેના પિતાના નામનો એક પત્ર ફેંકતો ગયો. બાપે તે વાંચીને મોં ઉપર મેશનું મર્દન થયું હોય તેવો ચહેરાનો ભાવ કરી નાખ્યો. લોહીએ શરીરમાં ભ્રમણ કરવું બંધ કરી જાણે તેને વિવર્ણ કરી મૂક્યું. ક્રોધમાં કાંપતાં કાંપતાં તેમણે પોતાની પત્નીને સાંજની સુરત તરફ જતી ગાડીમાં પોતે જનાર છે તેમ કહી ઘટતી તૈયારીઓ કરવા તાકીદ આપી દીધી. બનાવટી સ્વાસ્થ્ય કેળવી તેઓ બિચારા આંટા ફેરા મારવા લાગ્યા. બીજી તરફ વસંત અને રસિક કંઈક ગુસપુસ કરતાં કરતાં હસી હસીને ઊર્મિઓ ઠાલવતા અભૂતપૂર્વ ગલગલિયાં અનુભવી રહ્યા હતા.

" તેમાં જ ભાઈસાહેબ શાંત લાગે છે અને મારી સાથે ઘર છોડી ફરવા આવવા ના પાડે છે ! " રસિકે એક રંગીન પરબીડિયાની વસંતના હાથમાંથી ખેંચતાણ કરતાં કહ્યું.

" પણ એમાં ખોટું શું છે ? આજે જ તું તારી નજર સમક્ષ જોઈ શકીશ કે જગતભરમાં મારાથી અધિક સુખી થવા કોઈ જન્મ્યું નથી. "

" મારે કબૂલ કરવું જ પડશે. જ્યારે તે ખુદ તેને મળવા આવે તો પછી... "

" પણ એ સિદ્ધિ કેટકેટલી તપશ્ચર્યાનું પરિણામ છે તે મેં તને નથી કહ્યું. આટલી ગાઢ મિત્રતા છતાં એ વસ્તુ તારાથી છુપાવવા માટે મને ક્ષમા કરજે, રસિક. "

"ના, ના, તારી જગ્યાએ હું હોત તો તેમ જ કરત. તેમ બનવું તદ્દન કુદરતી કે સ્વાભાવિક છે."

"પહેલો કહે કે છેલ્લો! આજ તેનો પત્ર છે; અને તેણે બાઈ કાલે સાંજના સ્વયં હાથોહાથ જ આપેલો."

"હસ્તાક્ષરો કેવા સુંદર! કેવું ભાવભર્યું લખાણ! કેટલી વિનમ્રતા! વિવેક છતાંય નિરભિમાનવાળી સ્વાર્પણની ભાવના પ્રદર્શિત કરતી પ્રેમોર્મિઓ! તારા જીવનની સોળે કળાનું ઓજસ અને સૌરભપૂર્ણ રસલહરીઓ! અનન્તતાના ઓવારાને છાલકો મારી મારીને આજ દિગંત ગજવી રહી છે. આહ્લાદપૂર્ણ હશે એ રસગુંજનો."

પત્ર વસંતની પ્રેમિકાનો (!) હતો. આજે તે ચાર વાગે તેને ત્યાં સ્વયં આવનાર હતી! તેના સ્વાગતની તૈયારીઓ પણ આજના દિવસની અનોખી વિશિષ્ટતા હતી. વાતચીતમાં ચારના ટકોરા રણક્યા. મોટરનું ભૂંગળું નીચે વાગ્યું. વસંતના મોંમાં એકાએક પાણી વછૂટ્યું હોય તેવી સુખદ લાગણીઓ છવાઈ. પ્રસંગને પહોંચી વળવા તે તૈયાર બને તે પહેલાં જ દીવાનખાનામાં પ્રિયાનો પિતા પોતાની પુત્રી સાથે દાખલ થયો!!!

તેમની લાલ ચણોઠીદાર પાઘડીના રંગ સાથે આંખોનો વર્ણ હરીફાઈ કરતો હતો. કાળા ભરાવદાર મોં પર સફેદ પણ કલપથી કાળા રંગવામાં આવેલો મૂછોનો ફાલ હોઠ પરની કરડાકી કે ગુસ્સાને આવરતો હતો. તે છતાંય સમગ્ર

વદન ઉપરથી ઉદ્દીપ્ત થતી 'લડી લેવા'ની વૃત્તિએ વસંતના બાપના પેટમાં કકડતું તેલ રેડ્યું. કાળચા પર ડામ...

"ઓ હો હો, મંગળ...મણિ...અરે મોહનદાસભાઈ! ઘણે દિવસે દર્શન આપ્યાંને કંઈ? મારું ગરીબનું આંગણું આપે પાવન કર્યું!"

"સાહેબ, એ વિવેક જરા તમારા પનોતા પુત્રને ગળથૂથીમાં રેડવો હતો ને?"

વસંતના બાપ હતાશ થઈ ગયા. શું બનવા પામ્યું હતું તેની અટકળ ન થઈ શકી. ચડપગની આશા સમા વસંત જેવા પુત્ર ઉપર જગતનો આ એકાએક શું હુમલો!

"શેઠજી, વસંતની પરીક્ષાનું આજે પરિણામ છે. આપ રોકાઓ, હું અંદર ચાહનું કહી આવું." કશી જ સૂઝ ન પડતાં વસંતના બાપ રઘવાયા બની સહેજ દોડ્યા. પણ મહેમાને તેમને રોક્યા.

"તમારી ચાહ બા મારે હરામ બરોબર છે, પણ હું તો બીજા જ કામે આવ્યો હતો. જરા શિખામણ...એવું તે શું? પણ ઠીક હવે...તમારા કુળદીપક હમણાં હમણાં ગધ્ધાપચ્ચીશીમાંથી પસાર થઈ રહ્યા હોય તેમ લાગે છે. તેમની જુવાની હાથ નથી રહેતી લાગતી."

જેને ગુસ્સે થવા કારણ મળ્યું છે તેવા બાપનો પ્રકોપ અત્યારે નોંધને પાત્ર બન્યો હતો. "તેમનાં ઊંધાં પગલાં

કાઈની શિખવણીથી ભરવામાં આવ્યાં છે. બાકી તમારો અને મારો વરસો જૂનો સંબંધ જોતાં તમારી રીતભાત, આચારવિચાર હું તો વખાણતો આવ્યો છું. તમારા ચિરંજીવીમાં કંઈ અવળમત કામે વળગી લાગે છે." પોતાની ફરિયાદ દસ્તાવેજી પુરાવા વગર ખાલી થૂંક ઉડાડી લંબાવવી પસંદ ન પડતાં શેઠે નાની પોટલી જરા હાંફળાફાંફળા બનતાં છોડવા માંડી. પુત્રીનાં આતુર નેત્રો પિતા જે કંઈ કરી રહ્યા હતા તે પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરતાં તાકી રહ્યાં હતાં. તેના નયનયુગ્મમાંથી નીકળતા નઠોર, નિર્દય, નિર્લજ્જ અને મશ્કરીખોર હાસ્યને મહા મુશ્કેલીએ પોતાના પાલવનો છેડો મોં પર ધરી છુપાવવા તે પ્રયાસ કરતી હતી.

વસંતે પોતાની આન્તરિક સૃષ્ટિમાં નાસી જઈ વાસ્તવિકતાનાં દ્વાર ભીડી દીધાં. પોતાની પ્રિયા માત્ર જ સાંભળી શકે તેવા ધીરા સ્વરે તે માત્ર આટલું જ બોલ્યો :—

"કમનસીબ પ્રેમ! આપણે વડીલોની જાસૂસીનાં ભોગ બન્યાં...પણ..."

પણ કહી આગળ શું બાફવું? પ્રિયાના પિતાએ પોતાના વડીલના ચરણે ધરેલા પ્રેમપત્રોના પુંજ તરફ તેની નજર પડી. પગ નીચેની ધરતી તેને સરી જતી લાગી. **भगवति देहि मे विवरम्**...' ધરતી માતા માર્ગ આપે તો સમાઈ જવાની તેણે આતુરતા બતાવી.

આવા જડતાભર્યા જગત ઉપરના તેના દિવસો ખલાસ થતા તેને લાગ્યા. રોજિંદુ વ્યવહારનિપુણ જગત આજે તેને

વધસ્તંભ ઉપર ચઢાવતું હોય તેમ લાગ્યું. પૂછવામાં આવતા સવાલોના જવાબ ન આપી શકાયા. એક નહિ, બે નહિ, ત્રણ નહિ...પણ એકસો ને અગણોતેર પત્રોનો "સંપુટ" જ્યારે મોહન શેઠે દીવાનખાનામાં હાજર રહેલાં સમક્ષ ધરી તેમને આશ્ચર્યથી અવાક્ કર્યાં ત્યારે વસંતને પોતાની ડાયરીનાં પાનાં પવનના ઝપાટામાં ફરફરતાં લાગ્યાં. અર્ધોન્મીલિત નેત્રે કંઈક ગણતરી કરી, અમંગળ આંકને જ બધો જવાબદારીનો ભાર જાણે તે ન સોંપતો હોય તેમ બડબડ્યો. "તેર ગુણ્યા તેર!"

"મહાશય! જો હવે મારી પુત્રીને દૂભવવામાં આવશે તો જ્યાં દૂધ પીધા જેવું છે ત્યાં ભારે કલહ જામશે. તમારા પુત્રને કંઈક કાબૂમાં રાખો. સારું છે કે મારી કમુનો વર કે જેના હાથમાં આ પત્રો ટપાલ મારફત જઈ પડતા હતા. તે વિલાયત જઈ ભણ્યોગણ્યો છે અને સમજુ છે. બીજો કોઈ ચબાઉ હોત તો શું થાત? જ્યારે તે બિચારી રડતી રડતી સાસરેથી આવી ત્યારે તેની ભાભીઓ તેને આશ્વાસન આપી સોગંદ દઈ પૂછ્યું ત્યારે હું જાણવા પામ્યો. આ બધું માત્ર આ આઠદશ માસમાં બનવા પામ્યું છે. આટલો વહેલો નિકાલ આવ્યો એ પ્રભુનો પાડ માનો. સાહેબ, ખોટું ન લગાડતા. તમારા જેવા સજ્જનને મારે કંઈ જ કહેવાનું ન હોય..."

"માફ કરજો સાહેબ, તમને ખાતરી આપું છું કે તમારી પુત્રી એ મારી પુત્રી જ છે અને તેને દુભાવા હવેથી કારણ નહિ મળે. પણ આપણા જૂના સ્નેહને ખાતર આજે ચાહનાસ્તો લેતા જાઓ..."

ઘણો આગ્રહ છતાં શેઠ તો કામનો બોજો છે વગેરે વગેરે કારણો કે બહાનાં કાઢી ન રોકાયા. પુત્રી પણ કંઈક સંતોષ પામી હોય તેવું મીઠું મરકતું હાસ્ય ફેંકી પોતાના ડાબા હાથના અંગૂઠાને ટટાર બનાવી 'ટિક્કા'ની મુદ્રા દેખાડીને પિતાની પાછળ પાછળ ચાલી ગઈ અને એક છેલ્લી વેધક દષ્ટિ વસંત તરફ ફેંકી આખરી તકને જાણે અપનાવતી ન હોય તેમ ઘૃણા ને મજાકમાં ફેરવતાં જોરથી થૂંકી તે ઝડપભેર દાદરો ઊતરી પડી.

પાડોશના મનહરભાઈનો ચૌદ વરસનો કિશોર કે જે પૂરપાટ સાયકલે કેટલાય લત્તાઓમાં મરઘાં, બતકડાં, કુરકુરિયાં અને કૂતરાંના વિરામસમયમાં પણ તેમને ઉગ્ર ચિત્કારનું કારણ આપી, ટેલિગ્રાફ ઓફીસે વસંતનું પરિણામ જાણવા ઉપડી ગયો હતો. તે ઘણા વખતથી દીવાનખાનામાં દાખલ થઈ આ તમાશો જોતો હતો. પોતાને હવે બોલવાની તક મળતાં તેણે વસંતના નાપાસ થયાના સમાચાર ભાખીને વાતાવરણને કલુષિત કરી મૂકવાનો ગુનો કર્યો.

જ્યારે વસંતની મા અને બહેન વ્યગ્રતા સેવતાં દીવાનખાનામાં હાજર થયાં ત્યારે વસંતના બાપા માત્ર આટલું જ બોલ્યા :

"સાંભળ્યું કે? હું સુરત જવું માંડી વાળું છું. આજે આવેલો કાગળ લખીને વહેવાઈએ વસંતનો સંબંધ તોડી નાખ્યો તે સારું કર્યું. જો લક્ષ્મીના અવતાર જેવી છોકરી આપણી છાપરી તળે આવી તારા આ લાડકવાયાને

પનારે પડતાં સુખો ન થાય. વિવાહ તૂટ્યો તેમાં પણ તેણે આનો જ ભાંગરો વાટ્યો છે."

× × ×

આ પ્રમાણે જ્યારે આંધી, ગાજવીજ અને વીજળીના કાટકા સાથેનું તોફાન શમતું હતું અને કબરની શાંતિ પથરાતી હતી ત્યારે ઓચિંતાનો "છૂ" થઈ ગયેલો રસિક પ્રકાશકો, તંત્રીઓ, અને બીજા સાહિત્યકારોએ અસ્વીકારેલી વસંતની નવલકથાઓ, નિબંધો, વાર્તાઓ અને કાવ્યોની "ગઠડી" બગલ નીચે દબાવી પ્રગતિશીલ સાહિત્યની ઊહાપોહ કરવા ભેગા મળેલા કેટલાક 'તાંગડિયા' અને વિવેચકોના એક મંડળ સન્મુખ તે સર્વને કસોટીએ ચઢાવવા પગલાં માંડી રહ્યો હતો.

卐

[ ૫ ]

# પ્રેમનો વિજય

ઈસુની આઠમી સદીના આરંભની આ વાત છે. મિસર દેશમાં આવેલા એલેકઝાન્ડ્રિયા નામના રમ્ય નગરમાં વિટ્ટાલીસ નામનો એક વિચક્ષણ ખ્રિસ્તી સાધુ રહેતો હતો. નીતિના માર્ગથી ચલિત થયેલી ભ્રષ્ટાઓ કે વેશ્યાઓને સદાચરણના રાહમાં આણવી એ જ તેનો જીવનવ્યવસાય થઈ પડ્યો હતો. પરંતુ કાર્યસિદ્ધિ માટેનો તેનો માર્ગ બેહૂદો અને અકલ્પિત હતો. તેનામાં તે માટે અસ્ખલિત ઉત્સાહ અને ધગશ હતાં; પણ તે સર્વમાં તે આત્મલઘુતા, કૌતક અને ક્યારેક ક્યારેક પામરતાનું એવું તો મિશ્રણ કરતો કે તેના જેવું માનસ જગતભરમાં દુષ્પ્રાપ્ય જ લાગે.

નગર અને આસપાસનાં સ્થળોમાં અનીતિપોષક વાતાવરણમાં ગૂંગળાયેલી દુર્ભાગી સ્ત્રીઓ વિષે તેણે એક નોંધપોથી રાખી હતી. અને એવું કોઈ નવું નામ ભાગ્યે જ તેની ચકોર દૃષ્ટિ ચૂકવવા સફળતા પામતું. તેની નોંધ એટલી તો ચીંથરેહાલ ભરી હતી કે નગરના વિલાસી તરુણો કે કોઈ લહેરી

પ્રવાસીઓને, તે આવાં સ્થળો માટે જ્ઞાનકોશની ગરજ સારે. આવા મનુષ્યોના પ્રસંગમાં આવ્યા છતાં પણ તેમનાથી નિર્લેપ રહી વિટાલીસ પોતાને ખપ જોગી બાતમીઓ મેળવી લેતો. તેની આ નોંધપોથીને એક નાની રૂપેરી પેટીમાં તે તેના ભગવામાં છુપાવીને સુરક્ષિત રાખતો; અને કંઈક સંશોધનનો નવો ફણગો માલૂમ પડતાં ફક્ત યોગ્ય નોંધ કરવા જેટલા સમય માટે જ તેને દુન્યવી તેજ જોવા તક આપતો. ક્વચિત્ ક્વચિત્ તે પોથી તેની સ્મૃતિને 'કોના પછી કોનો વારો છે' તે ક્રમ તાજો કરાવતી.

ક્રમ પ્રમાણે વારો આવ્યો હોય તેવી કોઈ વારાંગનાના નકોઆર તરફ તેનાં પગલાં ગતિભેર ઊપડતાં. ઝરૂખામાંથી કે અટારીએથી લક્ષ્યવેધી નેણ નચવતી તે મદભર યુવતી સામું જોયું ન જોયું કરી, ત્વરાથી 'આજની રાત્રી મારા માટે, હં! બીજું કોઈ જ ન આવે.' વગેરે સચોટતાપૂર્વક બોલી, શેરીઓની ભુલભુલામણીમાં તે ગરક થઈ જતો. રાતના ઘેરાતા અંધકારમાં મુકરર સ્થળે અને સમયે આપેલા કોલ પ્રમાણે તે આંધીની ગતિએ આવી ચઢતો. અટારીમાં ઊભેલી શણગારસજી સુંદરી સન્મુખ ન જોતાં તે સીધો તેની મેડીએ ચઢી જઈ એક અંદરના ખંડમાં પહોંચી જતો. ક્ષણ માત્રનો પણ વિલંબ થતા પહેલાં તો તે ઘૂંટણીએ પડી ઊંચા સ્વરે અત્યંત ઉમળકાભેર પેલા પાપાત્માના કલ્યાણ માટે ઈશ્વરને પ્રાર્થના કરવામાં નિમગ્ન બનતો. આખી રાત તે પ્રમાણે જ ચાલતું. પ્રાતઃકાળ થતાં તો તે એ સ્થાન ત્યજી દેતો. જતાં જતાં તે રાત્રીએ શું બન્યું તે કોઈને પણ ન જણાવવાની સખત મનાઈ

કરતો જતો. દરિદ્રતા કે લાલચને વશ થયેલી પતિતાઓના આત્માઓ તદ્દન કુમાર્ગગામી થએલા નથી હોતા. આવાં જ પાત્રો વિસ્મય પમાડે તેવી ત્વરાથી આવી પ્રાર્થનાઓના બળે પુનર્જન્મ પામતાં.

કુટણખાનાંઓની ગલીચ બદબો તે સહન કરતો અને કોઈ અગોચર જગાઓમાં તે દુરાત્માઓને ઈશ્વરી રાહે ચઢાવવા પોતાની પ્રૌઢ વાણી અને મેઘનાદ જેવા ઘેરાતા અવાજે 'હૃદય' પિગળાવે તેવો ઠપકો અને ઉપદેશ આપતો, તેની યાચના અને ઈશ્વરપ્રીત્યર્થ ભક્તિ ભાગ્યે જ નિષ્ફળ જતાં; પરંતુ બાહ્ય જગતમાં તેનાં આચરણો સારાય ખ્રિસ્તી સાધુસમાજ માટે ઉહાપોહ અને નિંદાનું કારણ બનતાં. લોકો સમજતા કે ગમે તેવું હલકટભર્યું પ્રલોભન પણ વિટાલીસને લલચાવશે; અને તેણે તો ભેખ અને ભગવું લજવ્યાં છે.

કવચિત્ જો સાંજના ગોરજ સમયે તે ઉજમાળાં કપડાંવાળા સજ્જનોના મંડળમાં ભેરાઈ જતો તો તરત જ પોકારી ઊઠતો કે 'અરે! હું અહીં કેમ રોકાઈ રહ્યો છું? વાંકડિયાં જુલ્ફાંવાળી પેલી ડોરીસને હું ભૂલી જ ગયો! તે મારી કેટલી રાહ જોતી હશે? છટ છટ! મારે તો તેની પાસે દોડી જવું જોઈએ. મોડું થતું હશે અને તે ઝૂરી મરતી હશે.' આ સર્વમાં રહેલું ટોળ કોઈ પણ સમજતું નહોતું; આટલું બોલ્યા પછી તે વિજળીની ગતિએ રખાતો કે ભ્રષ્ટાઓના નિવાસસ્થાનોમાંની એકાદ ઝળહળતી અટારી પાછળ અદૃશ્ય થઈ જતો.

ક્વચિત્ કોઈ તેને તેવા દેખીતા ભ્રષ્ટાચાર માટે ઠપકો આપવાની ધૃષ્ટતા કરતું તો તે ખરી વાત દબાવી રાખી ઊલટો લહેરમાં આવી જઈ સ્વાભાવિક અભિનય કરી બબડી ઊઠતો કે, શું તમે સંસારી લોકો એમ જ મનો છો કે અમારે સાધુઓએ શુષ્ક અને પાષાણ જેવું જ જીવતર ગાળવું? ઈશ્વરે શું અમારે માટે ઓરતજાત નથી બનાવી? છતાં પણ કોઈ મોંએ ચઢી તેને સુણાવી દેતું કે," જો તેમ જ વર્તવા તમો ઇચ્છો છો તો વૈરાગ્યનો આ અંચળો દૂર ફગાવી ગૃહસ્થાશ્રમી બનો. નાહકના શા માટે ઇશ્વરના રાહમાં શ્રદ્ધા રાખનારને ખોટા ઉદાહરણરૂપ બનો છો? અને તેવાઓનાં હૃદયમાં ક્લેશ ઉત્પન્ન કરો છો?" ત્યારે તે ઉદ્ધતાઈથી પ્રત્યુત્તર વાળતો કે, 'ભલે તેઓ તેની પીડા ભોગવે અને સારાનરસાનો ભેદ પાડવામાં જ તેમનું માથું ફોડે. તે કંઈ મારા મુખત્યારમાં થોડા જ છે?'

આ વાર્તાલાપનું પરિણામ એ જ આવતું કે સામું માણસ છોભીલું પડી જતું. તેને લાગ્યા વગર પણ રહેતું નહિ કે ખરાબ બાબતનો બચાવ ખરેખર તેવા જ ખરાબ શબ્દોથી કરવામાં સાધુ ઉસ્તાદ છે.

વખતોવખત વેશ્યાઓના દ્વાર આગળ અન્ય ઘરાકો સાથે તેને તુમુલ યુદ્ધ જગાવવું પડતું. પ્રસંગોપાત તેનો ઝઘડો અને આગ્રહ ઉગ્ર સ્વરૂપ પકડતાં અને ભયંકર મામલો પણ ઉપસ્થિત થતો. નગરના ધૂર્ત લોકો આ લંગોટિયાને ચોપડવામાં અને કનડવામાં એકબીજાની સરસાઈ કરવાની તક જતી ન કરતા. છતાં પણ તેની જીદ અને આગ્રહથી

ભલભલા કટોકટીના પ્રસંગે પણ ચપળતા કે દક્ષતા વાપરી તે આજુબાજુ જમા થયેલા દુશ્મનદળની આંખોમાં ધૂળ નાખી બધાની તાજુબી વચ્ચે ધારેલો મોરચો જીતી જતો !

પ્રભાતના ભરભાંખરામાં તો તે પોતાની કુટિરે પાછો ફરતો અને ઇસુની માતા મેરીની મૂર્તિ સન્મુખ હાજર થતો. ત્યાં તે પુનઃ પ્રાર્થનામાં જોડાતો. તેની જ કીર્તિ અને યશોગાન ખાતર દુનિયાની નજરે હલકો કરી તે આવાં સાહસભર્યાં કામ ખેડતો હતો. કોઈ વેશ્યા પોતાની હલકી જીવનવૃત્તિ તજી ધર્મમંદિરનું શરણ સ્વીકારતી અને સાધ્વીઓના મઠમાં આવતી ત્યારે તે માનવજાતનાં પાપાચરણો ધોવા વધસ્થંભ પર ચઢેલા ઇસુની માતા મેરીની નજરમાં પોતાની જાતને એટલી તો ધન્ય લેખતો કે હજારો પરધર્મીઓને તેણે જાણે ઇસુના અનુયાયી બનાવ્યા ન હોય ! ફક્ત આ જ તેનો વિચક્ષણ કે અણમોલ આનંદ હતો. તે ફુથલીનો ભોગ થવા તૈયાર બનતો. મેરી માતા તો ખરી વસ્તુસ્થિતિથી પરિચિત જ હતી કે તેણે સ્ત્રીસ્પર્શ સુદ્ધાં જાણ્યો નથી. અને તેના કહેવાતા કલંકિત મસ્તક ઉપર શ્વેત ગુલાબનો મુકુટ અદૃશ્ય રીતે બિરાજે છે.

[ ૨ ]

એક વખત તેને કોઈ તદ્દન નિરાળી અને ભયંકર એવી જ વ્યક્તિ વિષે જાણ થઈ. તે તેના અનુપમ સૌંદર્યથી નગરમાં અનીતિ અને અશાંતિનું પ્રબળ કારણ થઈ પડી હતી. તેનું

આંગણું વારંવાર રક્તપાતથી છંટાતું રહેતું. કેમ કે એક લશ્કરી અફસર તેને પોતાની જ પ્રિયતમા કરી રાખવા ગમે તેવો રંગાડ કરવા એક પગે થઈ રહ્યો હતો. વિટાલીસે તરત જ સામો હુમલો લઈ જવા મનોરથ સેવ્યો. કોઈ પણ ભોગે તે નર્કાગાર જીતવું જ રહ્યું. અરે ! ને આ વાતની જાણ થતાં પેલી નોંધપોથીમાં તે બાબતનું ટાંચણ કરવાનો વખત બગાડવામાં તેને સમયની જબરી ખોટ જણાઈ તે તાલાવેલી ન રોકી શક્યો. પેલી વેશ્યાના દ્વારે પહોંચતાં જ તેને લશ્કરી દમામના પેલા મગરૂર પૂતળાનો સમાગમ થયો.

"તારો ભેખ જહાન્નમમાં ડુબાવ", થોડાં આંખલડામણાં થયા પછી સાધુ તરફ જોરથી બરાડી પેલાએ પ્રસ્તાવ કર્યો; 'ખરેખર તેં સિંહની બોડ તરફ જ કૂચ કરી લાગે છે. પરંતુ અહીંનું જગત અમારું છે.'

"અરે ! તારૂં સ્વર્ગ, નર્ક કે પૃથ્વી અને એવી બીજી સેંકડો દુનિયાઓ ઈશ્વરે તેના આનંદી ભક્તો માટે જ સરજી છે. માટે ભલો થઈ મારા માર્ગમાંથી તું દૂર થા." અવાજમાં પ્રતિસ્પર્ધા કરનારના અવાજને ગૂંગળાવતી ચેતના હતી.

બસ ! શત્રુના મગજની સ્થિતિએ સહનશીલતા વટાવી, તેનો હાથ બાજુ પરના ખંજર તરફ ગયો. તે વિટાલીસના કપાળ તરફ ધસ્યે જતું હતું. પરન્તુ સાધુના ઝભ્ભા નીચે સંતાયેલો એક દંડ ત્વરાથી બહાર આવ્યો. સૈનિકનું નિશાન ચુકાવી તેના મસ્તક ઉપર એવા જોરથી તે પડ્યો કે દુશ્મન ભાન ખોઈ જમીનદોસ્ત થયો. આ વિજયને અસરકારક બનાવવા થોડા વધુ પ્રહારોની જરૂર જણાતાં તે પણ વિટાલીસે

ચુકયા. બાદ સૈનિકના મુખમાંથી બેફાટ નીકળતા ગલીચ શબ્દો ધીમા પડી છેવટે તેના મુખમાં સમાઈ ગયા.

વિજેતાની માફક વિટાલીસે વેશ્યાની મેડી ઉપર આરોહણ કર્યું. પરંતુ દાદર ઉપર પેલી હાથમાં દીવો લઈ ઉભી હતી. બહારના બખાળા અને રમખાણે તેનું ધ્યાન દોર્યું હતું. તે એક અસામાન્ય રૂપગર્વિતા હતી. તેનું લાવણ્યયુક્ત, દઢ, પણ કંઈક અંશે દુર્જેય વદન, સિંહની કેશવાળી જેવા શોભતા સોનેરી ભરચક વાળોની ગુંથણીમાં જકડાઈ લાગતું હતું.

"કેમ કયાં ચાલ્યા, સાધુરાજ?" ઉપર આવતા વિટાલીસ તરફ તિરસ્કારયુક્ત નજર નચવી તે બોલી.

"તારા જ તરફ, મારા મીઠા પારેવા!" જવાબ મળ્યો, 'શું તેં કદી પણ વિલાસી અને આનંદી વિટાલીસ વિષે કંઈ પણ સાંભળ્યું જ નથી?'

"અરે ઓ જોગટા! પણ તરી પાસે મારે લાયક શું નજરાણું છે?" પરંતુ સાંભળ્યું ન સાંભળ્યું કરી પેલીએ તેના સુદૃઢ દેહથી દાદરનો રસ્તો ખાળતાં નફ્ટાઈથી ઉચ્ચાર્યું.

"સાધુઓ પાસેથી પણ પૈસા? વાહ!"

"ચાલ ત્યારે દાદર ઉતર અને રસ્તો કર. નહિ તો મારા ગુંડાઓ તને પીંખી જ નાખશે. સમજ્યો કે?"

વિટાલીસે બેચેનીમાં મસ્તક ખંજવાળ્યું. આવી પરિસ્થિતિ તેણે એક બજારૂ અબળા તરફથી કદી પણ કલ્પી નહોતી. આજ સુધીમાં તેના પ્રસંગોમાં આવનાર કોઈ પણ સ્ત્રીએ

અનીતિના પૈસા સંબંધી તેના સમક્ષ વાત કે ઇશારો પણ રજૂ નહિ કરેલો; અને કેટલીક ઉદ્ધત સ્ત્રીઓ તેઓનો કીમતી વખત બરબાદ થતો જોઈ માત્ર ગાળો કે રોષમય શબ્દોથી વિટાલીસને નવાજવામાં વેરતૃપ્તિ માણતી; પણ લક્ષ્મીના શરણુ વગર પોતાનું પવિત્ર કાર્ય અહીં પાર પાડવું તેને મુશ્કેલ લાગ્યું. છતાં પણ સાધુએ તો શયતાનની એ લાડકીને ઉદ્ધારવામાં જ મહાન ભવિષ્યનું મહાન સ્વપ્ન સેવ્યું હતું. સુદૃઢ અને સપ્રમાણ બાંધાનાં સ્ત્રીપુરુષો તેમના વિષેના સામા માણસના ખ્યાલોમાં તેમને ભૂલથાપ ખવરાવે છે. તેથી જ તેઓ ખોટી રીતે દુર્જય મનાય છે. આવેશમાં વિટાલીસે પોતાનો ઝભ્ભો ફંફોળવા માંડ્યો. તેનો હાથ પેલી જીવનધન જેવી રૂપાની પેટી ઉપર ગયો. ચોક્કસ તે મૂલ્યવાન હતી. તેને ઇશ્વરપ્રીત્યર્થ લેખી તેણે ગણિકા તરફ હાથ લંબાવ્યો.

“ચાલ ત્યારે ! આ લે. હવે તો મને તારા આવાસમાં આવવા દઈશ ને ?”

તેના શયનાગારમાં પ્રવેશી વિટાલીસે તેના તરફ મીટ સરખી પણ ન માંડી. રિવાજ મુજબ ખૂણામાં ઘુંટણીએ પડી પડી તેણે પ્રાર્થના શરૂ કરી.

આ રીતભાતનો અર્થ ગણિકાએ એ કર્યો કે દુન્યવી મોજ અનુભવતા પહેલાં આ મૂર્ખ આ તક મળવા માટે ઇશ્વરને ધન્યવાદ માત્ર આપે છે. બહુ બહુ તો તે તેની આબરૂ સાચવવા તેને વિનવતો હશે. એક છેલબીલું અટ્ટહાસ્ય તે ખડખડાટ હસી અને પોતાના પલંગ ઉપર આ કૌતુક

જોતી બેઠી. પરંતુ પ્રાર્થનાનો અંત ન જ આવ્યો. તેથી તે બેચેન બની. લજ્જિત ચેષ્ટાઓ જ હવે તેનાં શસ્ત્રો હતાં. તે તેની સમીપ ગઈ. પોતાના શ્વેત મજબૂત બાહુપાશમાં તેણે વિટાલીસને લપેટયો અને તેનું ખરબચડું અને અર્ધમુંડિત મસ્તક પોતાની છાતી સરસું દબાવ્યું અને તેને ગુંગળાવવા માંડયો. આ મિલનની માદકતા ખરેખર નર્કની લીપંણુ જવાળાઓ જેવી વિટાલીસના દેહનો કબજો લઈ રહી હતી. પરંતુ ઝાઝો સમય તે કેમ નભે? નવી નાળ જડવામાં આવતા પાણીદાર અશ્વની જેમ તેણે પ્રત્યેક દિશામાં લાતાલાત કરી મૂકી. પેલી દુષ્ટા તેને ભુજપાશમાંથી છૂટો કરે ત્યાં સુધી તેણે તેનો સામનો કર્યો. પછી તેણે ખ્રિસ્તી સાધુઓ કમરબંધ બાંધે છે તે દોરડું છોડી પેલીને બરાબર જકડી. તથા તેના હાથ પાછળ રહે તેમ તેણે તેને દોરડેથી બાંધી; અને તેના તરફથી પુનઃ હરકત ઊભી ન થાય તેવો પ્રબંધ કરવા વિચારવા લાગ્યો. પછી તેણે માનવ ભારનો તે ગાંસડો પલંગ ઉપર જબરા શ્વાસ સાથે પટક્યો. ફરી પાછું જાણે કશું થવા જ ન પામ્યું હોય તેવા સ્વાસ્થ્યથી તે પ્રાર્થનામાં જોડાયો.

પ્રથમ તો કેદ પડેલી પેલી સિંહણે પોતાના છુટકારા ખાતર ગાળો અને શાપો વરસાવતાં રહ્યુંસહ્યું બળ અજમાવ્યું. પરન્તુ સાધુના વર્તનમાં જરાય ફેરફાર ન જોતાં તે શાન્ત બનતી ચાલી. પ્રભાત થતાં તો છેવટે તેના મોંમાંથી કેવળ ઊષ્ણ નિશ્વાસો નીકળતા હતા; ત્યાર પછી ડુસકાં ખાતી તે બેબાકળી બની. સૂર્યોદય વખતે તો તે ભગવાન ઇસુના ચરણોમાં પોતાનું પાપી જીવન ત્યજી નિર્મળ

બનવા ઇચ્છતી મોડલેન માફક, સાધુ વિટાલીસના ચરણોમાં ઢળી પડી. આશ્ચર્ય અને ગંભીરતાથી સાધુએ તેનું મસ્તક પંપાળ્યું અને સંધ્યાકાળ પડતાં બીજા આગમનનું વચન આપી ચાલ્યો ગયો. જતાં જતાં પોતે તેને સાધ્વીઓના કયા મઠમાં મૂકવા ધારે છે તે મુરાદ પણ તે જણાવતો ગયો; રાતના શું બનવા પામ્યું તેનું શુદ્ધ, સત્ય સ્વરૂપ ગુપ્ત રાખવાની સૂચના પણ આપી દીધી. છતાં પણ કોઈ કંઈક કુતૂહલતાનું માર્યું પૂછે તો તેણે એજ જવાબ આપવાનો હતો કે, "સાધુ એક લહેરી આશક છે. શું પાણીદાર એનું પુરૂષાતન છે!" વગેરે વગેરે.

પરન્તુ રમુજ તો એ હતી કે તેણે તેજ સાંજના પેલી વેશ્યાને તેની વિલાસપૂર્ણ માફક જાફરીજાળીમાં બારીના સ્વેશને અઢેલીને ઉભી રહેલી જોઈ. ત્યારે તેના મનની કેવી વિપરીત સ્થિતિ થવા પામી હશે? તેનાં દ્વાર સજ્જડ બંધ કરવામાં આવ્યાં હતાં.

"સાધુ બાવા શું શોધવા માંડ્યું?" તેણે ઉપર રહ્યાં રહ્યાં લહેકાથી ટહુકાર કર્યો.

"ભોળા બચ્ચા, આ શું? તારા પાપની કાંચળી હવે ફગાવે તો ઠીક. મને તારા ધાર્મિક જીવનને ઉત્તેજીત કરવા જરા ઉપર આવવા દેશે કે?"

કંઈક ગેરસમજ થવા પામી હોય તેવો ડોળ કરતાં તેણે સ્મિત કરી વાર્તાલાપ લંબાવ્યો.

"સાહુરજ! આજ તમારી પાસેથી કંઇ હેઠિયાં પાણીની આશા ખરી કે!" તે ટાળ કરવામાં જીત મેળવી રહી હતી.

વિટાલીસ મેં વિકસાવી ટગરટગર જોઈ જ રહ્યો. કંઈક વિચાર કરી તેણે દ્વાર ઠબઠબાવવા માંડયાં. પરંતુ આજ તેઓ પણ તેની ભુજાઓના બળની મશ્કરી કરવામાં નિર્લજ્જ રસ લેતાં હતાં. તોફાનની આગાહી વિચારી પેલી પણ હવે બારીએથી અંદરના ભાગમાં અદશ્ય થઈ ગઈ.

છેવટે વટેમાર્ગુઓના બેશરમ શબ્દો અને ટીખળી હાસ્યે તેને દૂર ખસવા ફરજ પાડી. પરન્તુ તેના વિચારો અને પ્રયત્નો તો તે જ દિશામાં આવેગ ભેર ધસતા હતા. ગમે તે ઉપાયે પણ આ સ્ત્રીના દેહમાં પ્રવેશેલો દુરાત્મા કાઢવો તે જ તેના અંતરની ગડભાંજ હતી.

વિચારમાં અને વિચારમાં પાસેના એક દેવળમાં તે પહોંચ્યો. આજે તેને પ્રાર્થના ન સૂઝી. તેની નજર ધર્મદાનને એકઠું કરવા માટે મૂકેલી એક પેટી ઉપર ગઈ. અવરજવર મંદ થવા પામ્યો હતો. લાગ જોઈ પોતાના લોખંડી હાથે તેને તોડી, અંદરના રૂપાના સિક્કાઓ ઝભ્ભામાં ઠાલવી લઈ કોઈ પ્રેમીને પણ ઈર્ષા કરાવે તેવી અજબ ગતિથી તે પેલી રમણીના ઘર તરફ ગયો.

કોઈ લહેરી શરાબી ધસારાને પેલીનાં દ્વારમાં ઘૂસતો વિટાલીસે જોયો. ત્વરાથી પાસે જઈ સુગંધિત તેલથી મહેકતાં તેનાં ઝુલ્ફાં સાણસે પકડયાં અને તેને મહોલ્લામાં ફગાવ્યો. તેટલી જ ત્વરાથી બારણાં ભડોભડ અફાળી, ઠેકડા અને કૂદકા

ભરતો તે પેલી વારાંગના સમક્ષ ખડો થયો. પોતાના ધારેલા પ્રેમિકને ન નિહાળતાં તેણે નયનો દ્વારા તિરસ્કાર તથા ગભરાટ પ્રદર્શિત કર્યો. વિટાલીસે તરત જ પેલા ચોરી આણેલા સિક્કાઓનો ઢગલો તેના પગ પાસે છટાપૂર્વક કરી દીધો.

"કેમ ? આ સર્વ તો આજની રાત માટે પૂરતું જ છે ને ?" પેલી પૈસાની ગુલામડીએ તરત જ બીજી ભાંજગડ જતી કરી તેને બરાબર ગણી યોગ્ય સ્થાને મૂક્યા. "હા તે ચાલશે." તેના શબ્દોમાં ધરપત હતી. હવે તેઓ એક બીજાને અગમ્ય કોયડા જેવાં થઈ પડયાં. ઢોંગ કરી પોતાનું હાસ્ય દાબતાં તેણે સંત તરફ કટાક્ષથી જોઈ મર્યાદા ઓળંગવા પગલું ભર્યું. સાધુ તો એને અનિશ્ચિત અને વિહ્વળ નેત્રે તાકી જ રહ્યો હતો. આ રમણીને પોતાના રાહમાં કઈ યુક્તિથી આણવી તેની તેને સુઝ ન પડી. પરંતુ જ્યારે તે કામપ્રદિપ્ત કરવા વિટાલીસ સમીપ આવી પહોંચી અને તેની કાળી રેશમ જેવી સુંવાળી દાઢી આમળવા લાગી, ત્યારે તો તેના આત્માના ઊંડાણમાંથી પ્રબળ ગતિ દાખવતી તેની સાધુતા ઉછળી આવી. તેના પલંગ ઉપર બળપૂર્વક હડસેલતાં તેને વાર કે દયા ન લાગ્યાં. તરત જ તેના દેહ ઉપર ઘૂંટણભર થઈ, તેના હાથ કાબૂમાં લાવી, બાહ્ય સૌંદર્યથી જરા પણ મોહિત થયા વગર, તે નરમ પડે ત્યાં સુધી તેણે હૃદયસ્પર્શી ઉપદેશ આપવા માંડયો.

છુટકારા માટેનાં તેનાં બળપૂર્વકનાં વલખાં વ્યર્થ જવાથી વેશ્યાના મનોહર મુખમંડળ ઉપર અશ્રુઓનાં મોટાં બિન્દુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. છેવટે જ્યારે તેનાં કાકલુદી ભર્યાં નયનોમાં અનિચ્છિત પલટાનું પણ સૂચન સાધુએ જોયું,

ત્યારે જ તેણે તેને છોડી મૂકી. આત્મલજ્જા અને તિરસ્કારથી તે ધ્રુવાઈ હતી.

રૌરવ નર્કનું રોમાંચક ચિત્ર ખડું કરતું સાધુનું કઠોર સંભાષણ હવે કોમળ બન્યું. દિલસોજીના ઉદ્‌ગાર સામાન્ય હૃદયની બાળાને જીતી લે તેવી અસરકારક રીતે હવે બોલાતા હતા. આ ક્ષણિક ફતેહ માટે સાધુએ કુમારિકા મેરીને ધન્યવાદ આપ્યો. ક્ષમા અને દિલસોજીના ભાવભર્યા તેના શબ્દો પર્વતો ઉપરના બરફને પિગળાવી મૂકે તેવી વસંત ઋતુની લહેરીઓ માફક આ કુટિલ બ્રાળાના હૃદય પર અસર કરતા હતા.

પ્રેમિકને સાંપડે તેનાથી પણ વધારે આનંદ અનુભવતો તે પોતાના મઠમાં પ્રાર્થના કરવા અને કડણ બિછાના ઉપર આરામ લેવા ચાલી નીકળ્યો. હવે તો તેને નક્કી જણાયું કે, પેલીના ખોળિયામાં રહ્યો સહ્યો શયતાન થોડા જ પ્રયત્નથી દૂર થશે અને તે જતે દિવસે એક પ્રતિભાશાળી સાધ્વી બની સમાજે ત્યજેલી તેના જેવી સેંકડો અભાગણોના જીવનમાં સાચી મુક્તિનો પ્રદીપ પ્રગટાવશે.

પણ આ શું ! સાંજના જ્યારે તે પેલીના કમરા તરફ પાછો ફરતો હતો ત્યારે મહોલ્લાના બીજા છેડેથી કાળમુખા પેલા સૈનિકને પોતાની તરફ આવતો જોયો. પ્રતિસ્પર્ધી પણ પોતાની જીત માટે તેટલો જ દુરાગ્રહી હતો. જીવલેણ શસ્ત્રોથી ઠીક ઠીક સમય સુધી ચાલેલા તે દ્વંદ્વનું પરિણામ એ આવ્યું કે સૈનિકનું ખૂન થયું. તરત જ રાતના પહેરા ઉપરથી નિવૃત્ત થતા ચોકીદારોએ આ મહાકાય વિટાલીસને પકડી કેદમાં નાખ્યો.

પકડાતાં પકડાતાં પણ એક નૈસર્ગિક તલસાટથી તેણે પેલી અટારી તરફ નજર ફેંકી. હવે તે ઈશ્વરનિર્મિત કાર્ય પાર નહિ પાડી શકે, તે જ તેનો અદમ્ય કચવાટ હતો. ટૂંક બુદ્ધિના, અસંસ્કારી, કાળી ડગલીવાળાઓએ ધાર્યું કે, સાધુ માત્ર નસીબને દોષ દેતો પેલી સુંદરીને ખોવા બદલ ચાળા જ કરે છે. ઓછી વધતી ડંડૂકાની પ્રસાદી ચખાડી સાધુની ક્રૂર મશ્કરી તેમણે પેટ ભરીને કરી લીધી.

અદાલત અને કારાવાસ વચ્ચેની દડમજલ શરૂ થઈ. છેવટે આત્મરક્ષણ માટેના ઓઠા તળે અને એક સાધુ હોવાને કારણે તે મુક્તિ તો મેળવી શક્યો; પરંતુ મનુષ્યહત્યાનું તેના કપાળે ચોંટેલું કલંક તેને એકલવાયો બનાવી પીડતું હતું. લોકમત વિરુદ્ધમાં હોવા છતાં પણ વડા ધર્મગુરુને વિટાલીસના ખરા જીવન વિષે ઝાંખી હોવાથી તેને ધર્મમંદિરમાંથી તો બહિષ્કૃત ન જ કર્યો.

મુક્તિ સાંપડતાં તરત જ સત્યાગ્રહી ભાઈઓ માફક તેણે પેલું દુર્ઘટ કાર્ય પુનઃ હાથ ધર્યું. પેલી ભ્રષ્ટા તો ત્રણ, ચાર, પાંચ એમ ઘણી ય વાર નાટકીય પશ્ચાત્તાપો કર્યે જ ગઈ અને તેવા ઓઠા હેઠળ સાધુ પાસેથી મનમાન્યું ધન પડાવતી રહી. આ છેતરપિંડી હવે તેનો પણ કંટાળામય વ્યવસાય થઈ પડી.

વિટાલીસે તો પોતાના કર્મયજ્ઞમાં છેવટ સુધી કર્તવ્યપરાયણ રહી શહીદ જ થવાનું પસંદ કર્યું હતું. જેમ જેમ તે વેશ્યાના ક્રૂર વર્તન અને ઢાંકપીછોડાઓ માંલપેટાતો ગયો, તેમ તેમ ખ્રિસ્તી શાસનને છાજતાં દરેક લક્ષણો તેનામાં પાંગરતાં ચાલ્યાં.

થઈ આવી. સંધીવાથી દુઃખી થતો હોય તેમ તેનાં મુખ અને આંખો બાવરાં બનતાં ખૂલ્યાં.

પરંતુ આયોલી તો પહેલા કરતાં પણ મુખ ઉપર વધુ રતાશ લાવી ધીમેથી અને કોમળતાથી બોલી, "હવે તો તમારે મારી આ નવીન મસ્તી બીજા કોઈ સંભાષણથી શમાવવી પડશે. ધારું છું કે, તેમાં પણ તમને ફતેહ મળશે."

"ફતેહ મળશે! શું? શું અને શેની ફતેહ?" એક પણ શબ્દ બોલ્યા વગર આ નાદાન બાળક પાસે પોતે ધીરજ હારતો જાય છે, તે વિચારથી ગાંડા બની તેણે પૂંઠ ફેરવી. કુટીર ઉપર આરામ માટે ન જતાં, રૂપેરી ભૂખરા પ્રભાતમાં તે જંગલમાં આમતેમ અથડાતા ચાલી નીકળ્યો. ચકડોળે ચઢેલું મનડું વાતે વળગ્યું હતું કે, આ કમનસીબને વિનાશના ખરાબે ખેદાનમેદાન થવા દેવી કે એક અંતીમ પ્રયત્નથી તેની ઘેલછાના ચૂરેચૂરા કરી નાખવા? તેને પરાજયની પડી હતી અને કંઈક નવું તત્ત્વ તે બાળામાં તેની પાસે રસ લેવરાવવા મથતું હતું.

છેવટે તે એક નાના સુંદર દેવળ પાસે આવ્યો. ગ્રીક કળાની અપૂર્વ કારીગરીનો એક શિલ્પનો નમૂનો ત્યાં મેરીની મૂર્તિ તરીકે ગોઠવવામાં આવ્યો હતો. મૂળ તો તે "જુનો" નામની દેવીની પ્રતિમા હતી. ત્યાં તે ઘૂંટણીએ પડ્યો અને હઠ પકડી કે, જો તે જડ વસ્તુ જ તેને પ્રેરણા અર્પે અને કંઈક ચેતનવંત થઈ ગમ પાડે, તો જ આગળ વધવું. પણ ચેતનરહીત એ પાષાણે તો તેને ક્રૂર અનિશ્ચિતતાના વમળમાં ધકેલ્યો; તે તે ક્યાંથી હકાર કે નકારનું સૂચન પાઠવે? પણ

જ્યારે સોનેરી પ્રભાતનો પ્રકાશ ઝીલતું એક વાદળ આકાશમાંથી પસાર થવા પામ્યું, ત્યારે પેલી સ્વર્ગીય કલાકૃતિના મુખ ઉપર તેણે સ્મિત ઉકેલ્યું. શું આ જ પ્રમાણે દામ્પત્ય-પ્રેમ અને કૌમાર્યની તે ગ્રીક દેવીએ તેની પૂજક કન્યાઓને ઊર્મીઓ દ્વારા અર્થસૂચક સંદેશા આપ્યા હશે? પ્રેમીજનનું હૃદય તેના અન્તઃકરણના પ્રમાણને સાક્ષી રાખી ગમે તેવી વસ્તુઓમાં પણ જાણે સાચે જ સંદેશો સાંપડ્યો છે તેવું કલ્પે છે; અને તેમાં જ તે દૈવી સંમતિ માને છે. વિટાલીસને આ તત્ત્વજ્ઞાન નવું—અગોચર જ હતું. ભાવનાની મોહકતાએ તો તેની હિંમત વધારી અને તેથી પણ વિચિત્ર જાણવા જેવું તો એ હતું કે તેના ધ્યાનનું કેન્દ્ર પેલી મૂર્તિ જ નવોઢાના ભાવમાં ડૂબતી આયોલીનું સ્વરૂપાન્તર પામતી હતી. હવે તો તે જ તેને પ્રેમની સ્હામે તેના ત્યાગનું પ્રતિબળ અજમાવવા આહ્વાહન કરતી હોય તેમ જણાયું.

એક અમૂલ્ય દિવસ પસાર થયો. આયોલી તેને પ્રણયના માર્ગે ન વાળી શકી. તે દુઃખી થતી ચાલી. મુક્ત ઝરણા જેવું જીવન તેને સુકાતું લાગ્યું.

તે દિવસે આયોલીનો પિતા બગીચાની સુંદર ઘટામાં બેઠો હતો. કેટલાંએક બહુમૂલ્ય રત્નો, સુંદર ઘાટનાં વાસણો, દ્રાક્ષ વગેરે મેવો તથા મોટાં વીંટા જેવાં પાનાનુ સાહિત્ય ત્યાં પડ્યાં હતાં. ઘડીમાં તે કંઈ વાંચતો તો ઘડીમાં પેલી મેવાની રકાબીઓને ઈન્સાફ આપતો હતો. થોડી ક્ષણો પછી તેણે સૂર્યના પ્રકાશમાં પેલાં રત્નો પ્રતિબિંબ પાડવા અને ચળકાટ જોવા ધર્યાં; એક ભભક ભર્યા રંગના મોટા રત્ન ઉપર તે લ્યુના દેવીને રથ દોડાવતી કોતરવામાં આવી

હતી. તેની પાછળ કામદેવ વ્યાકુળતાથી દોડતો હતો. બીજા જ કોઈ એવા રત્ન ઉપર ધ્યાનસ્થ મિનર્વાને અંકિત કરવામાં હતી. તેના ઘુંટણ ઉપર બેઠેલો " પ્રેમ " ( ગ્રીક દંતકથાઓમાં કામદેવનું સ્વરૂપ બાળકનું કલ્પવામાં આવ્યું છે.) તે દેવીના સ્તન ઉપરનું સોનેરી કવચ ચકચકિત કરી પોતાના મનોહર ચહેરાનું પ્રતિબિંબ જોવાના પ્રયાસમાં ગૂંથાયો હતો. ત્રીજા એક માણેક ઉપર અગ્નિમાં પ્રજવળતો પ્રેમ તેમાંથી દૂર ભાગવા પ્રયાસ કરી રહ્યો હતો તેનું ચિત્ર હતું. અને તે અગ્નિને પવિત્ર રાખવા નિયુક્ત કરેલી એક કૌમાર્ય સેવતી કુમારિકા ઘણી ગભરામણમાં પડી ગયેલી જણાતી હતી.

પ્રત્યેક રત્ન ઉપરનું આલેખન એટલું તો સુરેખ, સુસ્પષ્ટ, અર્થગંભીર ને કળામય હતું કે તેમાંનું કયું રત્ન હમણાં ને હમણાં ફિક્કી પડતી અને નિદ્રા વગરની થતી પોતાની કન્યાને ભેટ આપવું તેની વિમાસણમાં ડોસો સપડાયો હતો. છેવટે તેણે એક હાંક મારી તેને બોલાવી. બાલિકાની અવદશાનું કારણ પૂછ્યું. પણ જવાબ ન મળતાં તેણે રત્નો ઉપર કોતરાયેલા ચિત્રોવાળી દંતકથાઓ તેને સમજાવવા માંડી.

જેમ જેમ તે દેવદેવીઓની પ્રણય કથાઓ સાંભળતી ગઈ તેમ તેમ તે ઊંડા નિશ્વાસ મૂકવા લાગી અને બબડી, " અરે, જ્યારે આવી પ્રબળ શક્તિઓ, કૌમાર્યત્વ, જ્ઞાન અને ધર્મ એ સૌ પ્રેમનો પાર પામી ન શક્યાં ત્યારે મારા સરખી તુચ્છ, લાગણીવશ વીણાનો શો હિસાબ ? "

" ખરેખર ! મારી આયોલી, તું પ્રેમની શક્તિથી મોહ પામી છે—ઘવાઈ છે કે ? " ડોસાને તે વાતની નવાઈ ન લાગી.

"મારૂં હૃદય, બાપાજી, તેની અદૃશ્ય વેદના અનુભવે છે." હકાર સૂચક માથું હલાવતાં તે બોલી. "જો આજને આજ જ મને તે નહિ મળે તો તે કમનસીબીનો દંડ મારે યમરાજની સેવિકા બની ચૂકવવો પડશે."

પિતાએ હંમેશાં આ કન્યાને વિશ્વાસની નજરે નિહાળી હતી; છતાં પણ ઉતાવળું પગલું ન લેવાય માટે યોગ્ય વિચારણા ચલાવવા સલાહ આપી. પરંતુ જ્યારે તેના તરફથી પરિપક્વ નિશ્ચયની ખાત્રી અપાઈ ત્યારે તેનું વાત્સલ્યપૂર્ણ હૃદય ડોલવાયું:-

"ત્યારે તો મારે પ્રત્યેક પિતાને અરૂચિકર એવી ફરજ બજાવવી પડશે. જેના ઉપર તારી પસંદગી ઉતરી છે તેને મારે વિનવવું પડશે કે, 'મહાશય ! આ મારી નાજુક બાલાની હવે તમે જ રક્ષા કરજો. મારૂં ચાલે તો આપને 'પુષ્પાંજલી' જ પરખાવું પણ શું થાય ? આ મારૂં હથેળીમાંનું ફૂલ કરમાય. તેથી જ આપની ખુશામત કરવી પડે છે. તમે પણ તેના જેવા જ સુકોમળ બનો અને સ્વર્ગની જે નવાઈ તમારા ચરણે ધરૂં છું તેનો સ્વીકાર કરો. તે તમારૂં હૃદય નચવશે."

"અરે ! બાપુજી, તે સર્વ તો થઈ પડશે; પરંતુ મારે તમારી આજ્ઞાની જ જરૂર હતી. હું તેને એવા રસ્તે દોરીશ કે તમે લગ્નની માગણી લઈ તેની સન્મુખ જાવ તે પહેલાં જ મારા હાથની તે માંગણી કરશે."

"અને તે—તે કે જેને વિષે હું તદ્દન અજ્ઞાન છું" તેણે શંકા દર્શાવતાં આગળ ચલાવ્યું—"એ તદ્દન મૂર્ખ અને સારાસાર વગરનો રઝળું ભવિષ્યમાં માલમ પડે તો ?"

"પછી તો તેને ઠકુરાણી કાઢવો જ રહ્યો. પરંતુ ના, તે એક ઉચ્ચ કોટીનો—" બોલતાં બોલતાં તે શરમાઈ ગઈ.

"ચાલ ત્યારે, તું તારું ઉકેલ; મને મારી કલા અને સાહિત્યની દુનિયામાં જ રખડવા દે."

સંધ્યા થવા આવતાં તો, સૂર્યનારાયણ ઉષાને ઝડપવા ગતિમાન થાય, તે કરતાં પણ વધુ ત્વરાથી વિટાલીસ આયોલીના પેલા પરિચિત સ્થાને આવી પહોંચ્યો. પરંતુ તેની પ્રવેશવાની રીતમાં પલટો માલૂમ પડતો હતો. તેનું હૃદય કંઈક અગમ્યની અપેક્ષામાં થડકતું. સવારે તે સ્થળ છોડ્યું તે વખતે તે હતો તેના કરતાં અત્યારનો વિટાલીસ તદ્દન ભિન્ન વ્યક્તિ બન્યો હતો. આ બાબતથી તે પોતે પણ અજાણ હતો. તેનું કારણ જગતથી નિસ્પૃહ રહેવાની અને સંસારી લોકોનાં હૃદયનાં આંદોલનો ન સમજવાની તેની ટેવને આભારી હતું. અરે, એક વારાંગનાના અને આબરૂદાર સન્નારીના હાસ્ય વચ્ચેના તફાવતથી પણ તે અજાણ્યો હતો.

અત્યારે તેનું હૃદય ઉચ્ચ આશયોથી પરિપૂર્ણ હતું. છતાં વ્યથિત હતું. આ કાર્યની સમાપ્તિ થતાં તેણે નિવૃત્ત થવું જ શ્રેયસ્કર ગણ્યું હતું. પણ આ ભૂરકી નંખાયેલા રંકડાણમાં કોઈ જુદી જ તાજુબી તેની રાહ જોતી સંતાઈ હતી. આદર્શ પણ સાદાઈભર્યા ગૃહસ્થજીવનને લાયક ઉઠાવથી આજ આયોલીનો ઓરડો શોભતો હતો. તેના વાતાવરણમાં સુવાસિત ધૂપે પરમાણુએ પરમાણુમાં સૌરભ ભરી હતી. એક હિમશ્વેત રેશમી બિછાના ઉપર આયોલી સુખદ ગમગીનીથી અટવાની ધ્યાનસ્થ દેવદૂત જેવી બેઠી હતી. તેનો ઉરપ્રદેશ તથા

છાતી વસ્ત્રો પાછળ રહ્યાં રહ્યાં પણ થડક થડક થતી ગતિથી તેની માનસિક વ્યથાની સાક્ષી પૂરતાં હતાં. તેના સૌંદર્યમાં સલજ્જ મીઠાશ અને વિવેક એટલાં તો અપૂર્વ હતાં કે, વિટાલીસનું કઠોર તપસ્વી તરીકેનું ઘડાઈ ગયેલું વક્તૃત્વ પણ આયોલીની હાજરીમાં ઓસરી થઈ ગયું.

"અહો સંત ! તમે અંજાયા લાગો છો." તેણે પહેલ કરી. "આ સર્વ શણગાર મેં ગૃહસ્થજીવનનો ત્યાગ કરવા માટે જ ક્ષણભરના આનંદ ખાતર સજ્યો છે. અને તમને નાખુશ કરતાં પણ મારે સન્માર્ગ માટેની આશા તરછોડવી પડશે; પરંતુ હું જે વિચિત્ર રાહ લેવા માગું છું, તેના સંબંધમાં તમે જરૂરી સૂચન આપશો, તો હું બેલાશક તમને ન્યાય આપી શકીશ. પ્રથમ તો તમારા સાધુના દેદાર જ તમારૂં ભાષણ ઝીલવાનું આકર્ષણ પ્રગટાવતાં મને અટકાવે છે. હું તો સંસારની સ્થૂળ ઇચ્છાઓનો પડઘો ઝીલનાર બાલિકા રહી. ભલા, આપણી વચ્ચેના આવડા અંતરનું સામ્ય ક્યાંથી સાધી શકાય ? છતાં પણ સ્વર્ગની કલ્પના ઉત્તેજિત કરતો સંવાદ તમારે મને સંભળાવવો જ હોય, તો મહેરબાની કરી બાજુના ખંડમાં જઈ, આ વૈરાગ્યનો ઝભ્ભો કાઢી નાંખી, મારી કક્ષાને અનુરૂપ સંસારી પોષાક પહેરીને જ આવો. આવા બાહ્યાચારમાં જ રહ્યાં રહ્યાં તમારી શક્તિઓને પૂરેપૂરો ન્યાય આપી, તમે મને ઉપદેશ સંભળાવી શકશો. અને ઉપદેશકમાં શ્રોતાનો વિશ્વાસ ઉત્પન્ન થવો એ શું જરૂરનું નથી ?"

તેણે થોડી ક્ષણો ગૂઢ વિચારોમાં ગાળી. પછી તો તેણે નિશ્ચય કર્યો કે, આટલા થોડા જ પ્રયાસથી કંઈક કલ્યાણકારી

પરિણામ નીપજતું હોય, તો બહારનો વેશ બદલવામાં શું ખોવાપણું છે? જોડેના ખંડમાં બે સેવકો સુંદર વસ્ત્રાભૂષણો લઈ તેની રાહ જોતા ઊભા હતા. તે સર્વ પરિધાન કરી, અનન્ય વ્યક્તિત્વ વર્તાવતો, તે પેલા દીવાનખાનામાં દાખલ થયો. તેને જોતાં જ આયોલી પ્રશંસાના પૂરમાં તણાતી ઘેલી ઘેલી બની ગઈ. તેના હાથ તાલબધ્ધ નર્તનમાં રોકાયા.

હવે જ સાધુમાં એક અનિવાર્ય પરિવર્તન થઈ ચૂક્યું. જ્યારે તેણે આયોલી સમીપ સંસારી જીવ તરીકે જગ્યા લીધી, ત્યારે તેનો આખોય નીરસ અને કાળમીંઢ ભૂતકાળ તેના માનસ ઉપરથી ઊખડી ચૂરેચૂરા થઈ અલોપ થતો ચાલ્યો; તેને આભાસ થતો ચાલ્યો કે, આ જગતમાં તો સ્નેહ અને શાન્તિની આશાઓ પૂરી પાડવા માટે જન્મવા તે જગતના કર્તા સાથે કબૂલ થયો હતો. તેને બદલે તેની જીવનસરિતા આશા વગરના એક અંધારા પોલાણમાં ભૂલી પડી હતી. હવે તો થોડી ક્ષણો પહેલાંની તેની મહત્ત્વાકાંક્ષાઓ પણ તેની રજા લેતી ચાલી.

તેને હવે કંઇપણ આયોલીને ઉપદેશવા યોગ્ય ન લાગ્યું. આયોલીનો રૂપેરી ઘંટડીના રણકા જેવો અવાજ ઝીલવા તેણે આતુરતાથી કાન સરવા કર્યાં. આયોલીએ સંતના હસ્તકમળો પોતાનામાં પરોવી, ચુંબનોથી વધાવ્યાં અને પોતાની પ્રેમકથા સત્ય સ્વરૂપમાં વર્ણવવી શરૂ કરી. તેમાં તેણે પોતાને સાધુના ચારિત્ર્ય માટે કેવી દયા ઉપજી હતી, તેના આત્માને વિશ્રાંતિ આપવા તે કેવી લલચાઈ હતી, વગેરે વગેરે ઘણું અપૂર્વ રસથી વર્ણવ્યું. સાથે સાથે એક આદર્શ પતિ થવા સંતને લલચાવા તેણે તેની પાસે પોતાના

હાથની માગણી વૃદ્ધ પિતા પાસે કરવા આજીજી કરી. ત્યાર પછી તો સુખી અને દાંપત્યપ્રેમથી ભરપૂર એવી ઘણીય આખ્યાયિકાઓ તેણે પોતાના દેશના ઈતિહાસ અને દંતકથાઓમાંથી ચૂંટી ચૂંટી કહી સંભળાવી. તે સર્વના અંતે પોતાની પ્રેમજાળમાં મુસ્તાક બની તેણે મજાકમાં સાધુને તેનું સ્વર્ગ નર્ક ઉપરનું પ્રવચન શરૂ કરવા કહ્યું.

સ્વાદિષ્ટ પકવાન, ફળો અને મદની નિર્મળ રંગવાળી કાચની પ્યાલીઓ એક પછી એક તેમના ઉદરમાં ઠલવાતાં ચાલ્યાં. સાધુને પોતાનું દુઃખી અને ગરીબ માબાપને ત્યાંનું બચપણ, તેની ઝીણી થતી આંખો આગળ આછા ધુમ્મસની માફક ખડું થતું દેખાયું. માતાના વાત્સલ્યની મીઠાશ માટે તેનામાં પ્રબળ ઝંખના સળવળી. તેની વેધકતા તેને પીડતી ચાલી. તેની વહાલસોઈ મા તેને કેવા ઉમળકાથી પોષતી હતી, તેનું સ્મરણ થયું. બચપણમાં જ માતપિતા ખોઈ, તે સ્વાર્થી ભાઈભાંડુ અને સગાંની જાળમાં કેવળ દુઃખ જ પામ્યો હતો. ધર્મ અને ધર્મમંદિરે તેને કંઈક ક્ષણજીવી આશ્વાસન આપ્યું; પણ પરિસ્થિતિની વિષમતાએ તેને સંસારી જગતમાંથી હડસેલી મૂકી હંમેશને માટે સાધુનો અંચળો પહેરાવ્યો. તે સર્વને અંતે તેને અંજપાની મૂર્ચ્છાઓ ભર્યો કંગાળ ભૂતકાળ યાદ આવ્યો. તેમાંથી તેને આજનું સુખદ ઝરણું પ્રાપ્ત થયું. વિસામો લેતાં તો તે નિદ્રાધીન થતો ચાલ્યો.

પ્રભાત ઊઘડતાં તે જાગ્યો ત્યારે ત્યાંથી સર્વ અલોપ થઈ ગયું હતુ. શરીર ઉપરનાં કિંમતી આભૂષણો જોઈ તે ભયભીત થયો. અવાક્ય સૂના ઘરમાં બેબાકળા બની તેણે દોડવા માંડ્યું. ક્યાંય તેનો જૂનો ઝભ્ભો કે ગત જીવનના

અવશેષ ન જણ્યા. છેવટે તેણે તાજી રાખોડી અને અંગારાના ઢગલામાં તે સર્વ પરિવર્તન પામેલાં જોયાં. તેણે સાચી જ અટકળ બાંધી કે, તેને ભૂતકાળથી પૂર્ણ રીતે છૂટો પાડવામાં નાની સરખી પણ ગફલત પેલી રમૂજી પ્રિય શિષ્યાએ કરી નહોતી.

પછી તેણે શંકાશીલ સાવચેતીથી જગત ઉપર અર્ધખુલ્લી બારીઓ કરી જોવા માંડ્યું. ભયથી તેણે ઘણી વખત માથું ખસેડી પણ લીધું. છેવટે તેવા ઢાંકપિછોડાથી કંટાળી તેણે પેલા સુખશયન ઉપર પડતું મૂક્યું. પરન્તુ તે જ ક્ષણે બીજો કંઈક વિચાર સ્ફુરતાં મુખદ્વાર તરફ તેણે પ્રયાણ કર્યું. સહેજ ખમચાયો, પણ આખરે તે તેણે સંપૂર્ણ ખુલ્લું કર્યું. એક આડંબર ગૌરવભર્યા વ્યક્તિત્વથી તેણે દુનિયાના રાજમાર્ગ પર નીડર ડગલાં ભરવાં શરૂ કર્યાં. નામચીન વિટાલીસને કોઈએ ન પિછાન્યો. નગરવાસીઓએ જાણ્યું કે, મહત્ત્વાકાંક્ષાની છોળોએ ઉછળતો કોઈ પાણીદાર યુવાન સફરી આજ દરિયો ખેડતાં અહીં આવી ચઢ્યો હશે.

ડાબી કે જમણી બાજુ નજર સરખીયે ફેંક્યા વગર તેણે નાકની દાંડીએ સીધી કૂચ આદરી. ઘરમાંથી બહાર પગલાં માંડતાં એક તીખળી કિલકિલાટભર્યું હાસ્ય ગાજી ઊઠ્યું. પણ તેની ધૂનમાં તે તરફ પણ તેનું લક્ષ્ય નહોતું દોરાયું. સીધો તે પોતાના મઠ તરફ ઊપડ્યો. ત્યાં તેણે પોતાના સાથીદારોને તથા વડા ધર્મગુરુને તેને સાધુસમાજમાંથી બહિષ્કૃત કરવા માટે ઉત્સુક બનીને ઊભેલા જોયા. તેમની નજરમાં તો હવે પ્યાલો પૂર્ણ ભરાઈ ચૂક્યો હતો અને

ધર્મમંદિરની આબરૂ રસાતળ પહોંચી ચૂકી હતી. હિંમતપૂર્વક તેને આવતો જોઈ સાધુમંડળમાં ઉશ્કેરણીભેર ખળભળાટ મચ્યો. પાણીની ડોલો છાંટતાં અને ક્રોસ વડે એક છેડેથી બીજે છેડે હાંકતાં બધાંયે તેને અળગો કર્યો. ભૂતકાળમાં આથી પણ કોઈ વિપરીત પ્રસંગ તેને શહાદતના આગમન જેવો ભાસત. તેના રમૂજી સ્વભાવ અનુસાર તે અત્યારે પણ હૃદયમાં તો આનંદ જ અનુભવતો હતો. પરન્તુ તે જુદા ઉલ્લાસના કારણથી. વિમુક્તતાના તોરમાં ને તોરમાં શહેરની દીવાલને તેણે એક અર્થહીન ચક્કર લગાવ્યું અને મુક્ત રીતે પોતાનો જરીનો પોષાક તેણે પવનમાં ખુલ્લી રીતે ફરકવા દીધો. પેલેસ્ટાઈનની પવિત્ર ભોમ તરફથી દરિયા ઉપર થઈને ઊતરી આવતો મંદ મંદ આહ્લાદપૂર્ણ પવન પણ અત્યારે તેને કોઈ જુદા જ કારણે પવિત્ર કે કલ્યાણકારી લાગ્યો. તેને એક વધુ પવિત્ર ધ્યેયનું સ્વપ્ન લાધ્યું હતું. જેવો સંપૂર્ણ તે શહીદ હતો, તેવો જ તે એક અસામાન્ય સંસારી અને પ્રેમી બની શક્યો. જ્યારે ધર્મમંદિરની સત્તાએ તેનું માનસ તેના દષ્ટિબિંદુથી ખરા સ્વરૂપમાં પિછાન્યું, ત્યારે એક શક્તિશાળી વિભૂતિ ખોવા બદલ ખેદ પામ્યું અને તે વિખૂટા પડેલા ઘેટાને પુનઃ પોતાની દીવાલોમાં પૂરવા પારાવાર લલચાવવા લાગ્યું. પણ આયોલીનો પ્રેમપાશ અભેદ્ય જ રહ્યો ને ત્યાં જ વિટાલીસનું ભાવભીનું હૃદય તથા ચકોર માનસ સુરક્ષિત હતાં. સ્વર્ગનું રાજ્ય વિસારે પાડી પૃથ્વી ઉપર બીજું નાનકડું સ્વર્ગ ઉગાડવા અવતરેલી આવી અયોલીઓને મન કોઈ પણ ધાર્મિક કે રાજકીય સત્તાનો ડર ક્યાંથી હોય ! અને આ જગત ઉપરના તેની આયોલીઓના પ્રેમથી અધિક સ્વર્ગમાં પણ શું ભર્યું હશે ?

[ ૬ ]

# ખંડિત પ્રિયતમ



**કમનસીબ બિચારી પ્રેમલીલા ……**

*　　　*　　　*

બપોરના સાડાબારેકનો સમય થયો હશે. હું પ્રાતઃસંધ્યા કરી રહ્યો હતો અને તે પણ બનતી ઝડપે. વળી મનમાં પણ આરી પેઠે ધૂંધવાતો હતો. હજુ લગી ગૃહિણીએ જમવા પધારવાનો 'ધરમ સાદ' નહોતો પાડયો. એ વિલંબ અક્ષમ્ય બનતો જતો હતો. તેવી વખતે ચિત્ત માળાપૂજામાં ક્યાંથી હોય? ત્યાં તો—

"બાપાજી, બાપાજી, ઓલી બાયડી બાઈસીકલ પર આવે; જોવી હોય તો ઝટ દોડો—"

ખૂબ જ અજાયબી પ્રદર્શિત કરતાં અને ઊંચા ઘાંટાથી કલશોર મચાવતાં મારાં બેય ટાબરિયાં મારા તરફ ધસમસ્યાં આવતાં હતાં. પણ જો તે મને અડકી બેસી અપવિત્ર કરશે,

તો ગૃહિણી તેમને પાણીછલાં કરતાં ધખેડી નાખશે તેની બીક અને આ સાયકલવાળી કેવીક હશે? કોણ હશે? વગેરે કુતૂહળતા ભર્યાં પ્રશ્નોનું મનને સમાધાન કરાવવા માટે પણ હું સંધ્યાના આસનેથી ઊઠયો, બારીએ ગયો અને ગૌમુખીમાં માળા ફેરવતો જમણો હાથ બારીને કઠેડે ટેકવીને ડોકાયો.

" અરે ! "

મારા હૃદયમાંથી વિસ્મયની વીજળી ઝબકીને બહાર આવી. ક્યાં પહેલાંની ફાટફાટ સૌંદર્યથી મદોન્મત્ત બનીને વિહરતી પેલી પ્રેમલીલા અને ક્યાં મારી નજરે પડતો તેનો અત્યારનો આ સુકલકડો, વળગણીએ નાખવા જેવો લાગતો દુર્બળ દેહ. કોઈ જલ્લણી કે બ્રહ્મરાક્ષસના વળગાડે જાણે તેને ચૂસી ખાધી ન હોય, તેવી તે લાગતી હતી.

મને તેને બોલાવવાનું મન થયું, પણ શરીરમાં ક્ષોભની અરેરાટી પ્રસરી ગઈ. અવગતિયો થાઉં તેવી મુઝવણ ઉપડત; પરન્તુ સાયકલ ઘર પાસેથી પસાર થતાં ખુદ પ્રેમલીલાના કાળાં કૂંડાળાંવાળા નિસ્તેજ અને ઊંડા ઊતરી ગયેલા ડોળા સહસા મારી પ્રત્યે તકાયા. કૉલેજ છોડયા પછી હું અત્યારના મારા આ શુદ્ધ બ્રાહ્મણિયા લેબાસમાં એવો લાગતો હતો કે, કૉલેજની મારી ઉદ્યમાની રાજકીય ચળવળ અંગે મારી પાછળ પડેલી ગાયકવાડની હવેલીની છૂપી પોલીસ પણ મને ન ઓળખી શકે. છતાં પણ પ્રેમલીલાએ મને વરસો બાદ એકદમ ઓળખી કાઢયો અને સંબોધ્યો :

" હલ્લો, મી. પુરોહિત કે ? "

હું જરા રઘવાટમાં પડયો. ગાયત્રીના મંત્રને ભૂલ ભૂલમાં જોરથી ઉચ્ચારવા મંડયો: "...સ્વઃ ઓમ્...તત્ સવિતુર્વરેણ્યમ્ મીસ...મીસ...પ્રેમલીલા...પ...પ...ધારો...અહીં આ છીના ......તરફ..." એને અંદર બોલાવું છું, ત્યાં તો ગૃહિણીનો ઈર્ષાજન્ય અક્ષમ્ય ગુસ્સો વહોરી લઈશ, તે યાદ આવતાં સારી પેઠે ખમચાયો. પણ એટલામાં તો મને આછા પ્રણામ કરી પ્રેમલીલા દીવાનખાનામાં દાખલ થઈ.

તેની આંખમાં કટાક્ષ અને ઉપહાસ્યના મિશ્રણવાળી પૃચ્છા તરવરતી હતી.

"શું કરું ? પ્રેમલીલે ! બ્રાહ્મણ મૂઆ છીએ. તેમાંય નાગર...તેમાંય ક. મા. મુનશીના ભાર્ગવ ગોત્રના...તેમાંય પૂર્વજોની ભિક્ષાવૃત્તિ અને જજમાનવૃત્તિવાળા પુરોહિત કુટુંબમાં જન્મી પડયા...ગૃહિણી પણ 'ફાસ્ટ ટુ બ્લીચ' સનાતની અને ઓરંગઝેબ જેવાં ધર્મહોંશીલાં મળ્યાં છે. એટલે મહેરબાની કરી નવાઈ ન પામશો. મારી પરિસ્થિતિ પર કટાક્ષ સ્મિત વેરાય તેટલાં ભલે, વેરજો..." મેં લાચારી ભર્યું બચાવનામું પુકાર્યું.

કોલેજમાં ખુરાંટ, હાજરજવાબી, વિનોદી, ટીખળી, ખેલાડી અને પાંચ માણસ સલાહ પૂછવા આવે તેવો હું ગણાતો. તેથી મારા કોલેજના મિત્રો કલ્પી પણ શકે તેમ નહોતું કે, હું સંધ્યા કરતો હોઈશ; ગૃહિણીની સામે બેસીને જમી લઉં, ત્યાં લગી સવારના પહોરમાં ત્રિપુંડને કપાળ પર લપેડાયેલું રહેવા દેતો હોઈશ; અને તેમાંય કોલેજની યુવતીઓ તો કદાપિ મને તે સ્વરૂપે તો કલ્પી જ કેમ શકે ? મારી આ

સંસ્કારસાધના કેવળ ઘરની દીવાલો વચ્ચે જ રૂંધાતી પડી રહેતી. બહાર નીકળતાં હું ગોવાનીઝ કાળા સાહેબ જેવો લાગતો.

પણ પ્રેમલીલા અત્યારે મારી કને મારું ઉપહાસ્ય કરવા નહોતી આવી. તેને સંગીન સલાહની જરૂર પડી હતી. તેના મોં પર થોડી જ ક્ષણોમાં વિષાદ પથરાઈ ચૂક્યો; આંખો આંસુભીની થઈ; કંઠમાંથી ઝરતા ગજહંસના મરણ વેળાના સંગીત જેવો ગળગળો અવાજ નીકળવા લાગ્યો. હું પણ અકળાયો. ' પણ આ બધું હશે શું ? '

હાતિમતાઈ કરતાં પણ વધુ સખી દિલ રાખી હું પ્રેમલીલાને સમજવા તેના પ્રત્યે અભિમુખ થયો. ગૃહિણીની પરવા કર્યા વગર પેલી ગૌમુખી મેં ફગાવી દીધી. બપોરે બાર વાગ્યે, ખૂબ ભૂખ લાગવાની વખતે, જમી પરવારીને કોઈ શ્રાવક શેઠાણી વધેલો સધેલો એક ખાખરો લઈ બહાર આવે અને પૂંછડી પટપટાવતાં કૂતરાંઓ તરફ તે ફેંકી, ત્યાર પછીનું તેઓની વચ્ચે જામતું તુમુલ યુદ્ધ જોવા ઘડીભર માટે ઊભાં રહે, તેમ મારી ગૌમુખાનો કબજો લેવા ચીંગામસ્તીએ ચઢેલા મારાં સંતાનોને હું ઘડીભર માટે જોઈ રહ્યો. છેવટે માંડમાંડ લડતાંઝગડતાં તેઓ ગૌમુખીને તથા તેમાંની માળાને તોડી-ફોડીને અંદર ગૃહિણી પાસે લઈ ગયાં, ત્યારે હું ખરેખરો નિવૃત્ત બન્યો અને હું તથા વનલીલા એકલાં પડયાં. જોત-જોતામાં આત્મીયતાનું અને વિશ્વાસનું વાતાવરણ જામી પડયું. વનલીલાએ પોતાની ' હાર્ટબ્રેક ટ્રેજેડી ' (હૃદય ભગ્ન કરે તેવી દારુણ મોંકાણ) મને સાંગોપાંગ સાલપાંસળાં બરાબર બંધ બેસાડીને કહી નાખી. તે કથા, તથા તે સાંભળ્યા પછી તેના ઉપાય રૂપે મેં તેને જે કીમતી સલાહ આપી, તે અક્ષરશઃ નીચે નોંધું છું.

[૨]

અમારી કૉલેજનો રૂસ્તમ મુંબઈ ઇલાકા ભરમાં ક્રિકેટનો અડખમ ખેલાડી ગણાતો. તેની ચુનંદી રમતથી આકર્ષાઈ પ્રેમલીલા તેના 'લવ'(પ્રેમ)ના ઝંડિયા કૂવામાં ઊંધે માથે પણ અક્કલ હોંશિયારીથી પડી. માબાપ અને સગાંસંબંધીઓથી પણ પ્રેમલીલાને ખાળી ન શકાઈ. પરસ્પરે આખરે લગ્નની તારીખ નક્કી કરી. પણ આગલા જ અઠવાડિયે રૂસ્મત માતાના તાવથી પટકાઈ પડયો. તેને ડિલે શીળીનાં ચાઠાં નીકળ્યાં અને માંદગી મટતાં તેનો ચહેરો તાજી ટંકાવેલી ઘંટીના પડિયા જેવો, ખોખાઈ ગયેલો બની ગયો. સ્નેહી મિત્રમંડળ પ્રેમલીલાને સમજાવવા લાગ્યું કે, "ભલી બાઈ, લગ્નની મૂર્ખાઈ રહેવા દે અને આટલેથી પતાવી તું જિંદગી સુધાર." ઉપરાછાપરી અને આડીઅવળી પડની સહૃદયી સલાહોથી પહેલાં તો પ્રેમલીલા સંક્ષોભ પામી અને તેનું દિલ પણ ઢચુપચુ થતાં, લગ્નનું વચન ફોક કરવા માટે તેણે કેટલાક પત્રો પણ રૂસ્તમ ઉપર લખીને તૈયાર કર્યા; પણ કંઈક બીજો જ વિચાર સ્ફુરતાં, ફાડીને તેમના ટુકડેટુકડા કરી નાખ્યા. તેના હૃદયમાં પ્રેમ અને દુન્યવી ડહાપણનું ઘમસાણ ઊમટયું હતું. છેવટે એ યુદ્ધમાં પ્રેમ વિજયી નીવડયો. પ્રેમલીલાએ કદ્રૂપા બનેલા રૂસ્તમને પોતાએ આપેલા 'કોલ'ને ખાતર પણ અપનાવી લીધો. લગ્નની તારીખની મુદતમાં ત્રણ મહિનાનો વધારો કરવામાં આવ્યો. પ્રેમી અને પ્રેમિકાએ આશા સેવી કે, એ સમય દરમ્યાન રૂસ્તમનો ચહેરો તેના ભૂતકાલીન આકર્ષણના કેટલાક ટકા તો ફરી પાછા જરૂર મેળવી શકશે. રૂસ્તમનું 'ડ્રેસીંગ ટેબલ' જાતજાતના સ્નો, લોશન, પાઉડર વગેરેથી

ભરચક રહેવા લાગ્યું. પણ દુનિયાની નજરે કંઈ પણ નોંધવા લાયક પરિણામ ન આવ્યું તે ન જ આવ્યું.

*

આ દરમ્યાન, ખૂબ 'ટ્રાયલો' ખાવા છતાં પણ જ્યારે રૂસ્તમ ગ્રેજ્યુએટ નહિ થઈ શકે તેવું તેના વાલિદોને લાગ્યું, ત્યારે તેના કાકાએ સિફારસો લગાડીને એક મિલના શાળખાતામાં તેને 'વિવિંગ માસ્તર'નું કામ શીખવા મૂક્યો. એમાં તે દોઢેક મહિનામાં (!) તો પાવરધો પણ થઈ ગયો. તેથી હવે તેની મદદનીશ વિવિંગ માસ્તર તરીકે તાજેતરમાં નિમણૂક પણ થવાની હતી. સાથે સાથે લગ્નની પેલી તારીખ પણ આવી રહી હતી. તેથી રૂસ્તમ એ રીતે ખુશખુશાલ હતો કે, 'બ્રાઈડ' (બૈરી) સાથે 'પ્રાઈડ'(પેલી ગર્વ લેવા લાયક નોકરી) પણ હાથવેંતમાં મળશે.

આવતી કાલે લગ્ન ગોઠવાયું છે અને આજે રૂસ્તમ મિલના શાળખાતામાં ફરી રહ્યો છે. ત્યાં તો......યા ખુદા... ઓચિંતો જ તેનો ડાબો હાથ એક યંત્રના પાટામાં અકસ્માત્ લપેટાયો. આખોય રૂસ્તમ વીશેક ફૂટ ઊંચા ખંડની છત લગી પાટા સાથે ખેંચાયો અને ત્યાંથી ધીબાક કરતોક ને નીચેની ફરસબંધી પર પટકાયો. પેલો ડાબો હાથ તો અદ્ધર જ રહ્યો. પણ ખુદાની કંઈક રહેમ કે તાત્કાલિક બધા પ્રકારની મદદ આવી પહોંચી અને રૂસ્તમ બચી જવા પામ્યો.

વહાલા વાચક! કલ્પનાનાં તારાં ટટ્ટુ જરા દોડાવ. પ્રેમલીલાના જિગરની કેવી હાલત થઈ હશે?! વર અને કન્યા બેઉ પક્ષે લગ્નની ધામધૂમ પાછળ હજારો રૂપિયાનો

ધૂમાડો કર્યો હતો. આ આંતરકોમી લગ્ન પર લાંબાં લખાણો ચીતરી મારવા તથા પ્રગટ કરવા આતુર બનેલા કોડીબંધ લેખકો, સંસારશાસ્ત્રીઓ, છાપાંવાળાઓ અને સામાજિક નેતાઓને કેવી ભારે નાસીપાસી અનુભવવી પડી હશે! પ્રેમલીલાને ફરી પાછું સગાંવહાલાંઓ ડોળવા માંડી. ફરી પાછું તેનું ચિત્ત ચાકડે ચડ્યું અને ચકરડી ભમરડી ખાવા લાગ્યું. પણ પ્રેમ—દૈવી પ્રેમ જીત્યો. તેણે રૂસ્તમને આશ્વાસન સાથે ખાતરી આપી કે, તેના સિવાયના જગતભરના પુરુષો તેને મન બાપ અને ભાઈ સમાન છે. પછી તો આગામી લગ્નની બીજી મુદત નંખાઈ અને બેઉ પ્રેમીઓ કાગને ડોળે તે દિવસની રાહ જોવા લાગ્યાં.

આ દિવસો દરમ્યાન રૂસ્તમ સાજો થઈ ગયો હતો અને એક હાથે હેરત પમાડે તેવાં ભલભલાં કામકાજ કરી શકતો હતો!

'સારા કામમાં સો વઘન.' એટલેસ્તો-અકસ્માત બકસ્માતનો કંઈ અનિચ્છનીય ધડાકો ન થઈ બેસે તેટલા માટે રૂસ્તમે લગ્નની અગાઉના પંદર દિવસથી નોકરીધંધે ન જતાં પોતાની જાતને કમને ઘરમાં ગોંધી રાખી હતી. પણ આગલાજ દિવસે તેના મિત્રો આવી ચડતાં તેમણે તેને શિકારે લઈ જવા આગ્રહ કર્યો. ખેલવા જવાની તલબ લાગવાથી બંદૂકને કાંધે ચડાવતાં કોઈ તેને ન રોકી શક્યું. મિત્રોની સાથે તે મોટરમાં ઊપડ્યો. સૌ વગડામાં આવ્યા. ત્યાં હરણાંની શોધમાં બધા છૂટા પડ્યા. આ બિરાદર પણ જમણે ખભે બંદૂક લાદી, સિનેમામાં વાગતી વિલાયતી સંગીતની રેકર્ડોના સૂરોને સિસોટીમાં ઉતારતાં લહેરથી ઊભા. તેમને હરણાં કરતાં

સારસ, ચંડાળ વગેરે પક્ષીઓ મારવાનો ભારે શોખ એટલે તેમનો ડોળો તો આકાશ ડહોળવા લાગ્યો. શિકારની શોધમાં પોતે એટલા તો તલ્લીન બની ગયા કે, તેમને ધરતીની ખાડાખાબોચિયાંવાળી સ્થિતિનું ભાન ન રહ્યું, અને તેઓ પટકાયા એક ઊંડા ધરામાં ... ...

રુસ્તમ એક તો મિત્રોથી વિખૂટો પડી ગયેલો. તેમાંય આ કોતર એવું અંતરિયાળ અને અંતરિયાળ હતું કે, ન તો મદદ આવી શકી, કે ન તો અડતાળીસ કલાક સુધી કોઈ તેનો પત્તો લગાડી શક્યું. લગનમાં વઘન નાખવા ટેવાયેલા આ વરરાજાની શોધ માટે માણસો છૂટયાં. છેવટે ગાંજો, ચરસ ને ગેરકાયદેસર દારૂ ગાળવાની ભઠ્ઠીઓ ચલાવનાર બદમાશોની શોધ કરીને તેમને ગિરફતાર કરવા ગયેલી આબકારી પોલીસે તેમને શોધી કાઢ્યા અને સરકારી હોસ્પિટલ ભેગા કર્યા. પડવાની ચોટથી તેમનો એક પગ તો સાવ ભાગી ગયો હતો અને તેમનો અદ્વિતીય જમણો હાથ છેક જ નાકામિયાબ બની ગયો હતો. તળે ઉપરના આગલા ચાર દાંત નબળી ટીમની વિકેટો માફક ખખડી ગયા હતા. દવાખાને રુસ્તમને આઠ મહિના રહેવું પડ્યું ! ત્યાંથી રજા આપવા ટાણે ડોકટરે પ્રેમલીલાને બાજુમાં બોલાવી સાફ સાફ જણાવી દીધું કે, ઘા લાગવાથી અને અશક્તિને લીધે બીજા પગની નસો પણ અમળાઈ ગઈ છે અને મરી ગઈ છે. માટે બીજા પગનું પણ ઓપરેશન કરાવી નાખવું પડશે. હોસ્પિટલની મહેમાનગીરીની મુદત લંબાઈ પણ પગના ઓપરેશન પછી જ્ઞાનતંતુઓને લાગેલા આઘાતી આંચકાને પરિણામે તેની જમણી આંખનો ડોળો જરા તણાઈ ગયો જેથી તે નજર સીધુ માં રાખીને પણ

તે ૬૦ થી ૭૫ ડીગ્રીના ખૂણે ઊભેલી પ્રેમલીલાને જોઈ શકે તેવી બની ગઈ! જ્યારે ડાબી આંખ જોયે કરવે સારી રહેવા છતાં, હંમેશ માટે નૂર ગુમાવી બેઠી,

વાચક બિરાદર !પ્રેમલીલાની ઉપરોક્ત, પણ હા, હજુ તો તે અધુરી જ છે, રામકહાણી વાંચી તારા મગજની સમતુલા જાળવવામાં તને ભારે હરકત ઊભી થઈ હશે. પણ પ્રેમલીલાએ જે ખમીર ધૈર્ય દાખવ્યું છે, તે માટે તો અમે આ તેની પ્રશંસાત્મક વીરગાથા લખી રહ્યા છીએ. એક આર્ય વીરાંગનાને છાજે તેવા શૌર્યથી, ધીરજથી, ખંત અને ખેલદિલીથી પ્રેમલીલાએ દુઃખના પહાડો પોતાની છાતી પર કેવી અદાથી ચગદાવા દીધા ! હું પોતે જ્યારે તેના શ્રીમુખે તેની રામકહાણી સાંભળતો હતો, ત્યારે મનમાં અને મનમાં ક્લાંત કવિ બાલાશંકર ઉલ્લાસરામની પેલી અમર પંક્તિઓ ગુંજ્યા વગર નહોતો રહી શકતો કે,

ગુજારે જે શીરે તારે,
જગતનો નાથ, તે સહેજે. વગેરે.

ગાવાનું બીજું પણ કારણ હતું. આ ભીષણ કથની સાંભળી, મારું મોં સુકાઈ જતું હતું અને તેથી શ્રવણરસ લુપ્ત થઈ જવાની ધાસ્તી હતી.

પ્રેમલીલાની આ પ્રત્યેક આફત પછી, બે પગે ચાલનાર સૌ કોઈ તેને લગ્નસંબંધ ફોક કરવા જ કહેતું હતું; પરન્તુ રૂસ્તમના પ્રેમનો સિકંદર બુલંદ હતો. વળી નન્નો સાંભળી સાંભળીને પ્રેમલીલામાં મહાન માનસશાસ્ત્રી ફ્રોઈડે તેના જન્મારામાં પણ નહોતી શોધી તેવી 'બેચપદડ મુઝે જોર

આતા હૈ'ની માનસગ્રંથી ભાઝી જવા પામી હતી. પ્રેમના અતિરેકે તેના જગતને અને તેને રૂસ્તમમય બનાવી દીધી હતી. એક ધારાં અંગોપાંગો ગુમાવ્યે જતા પ્રેમિક પ્રત્યેનો તેનો ભાવ ઉલટો પ્રબળ અને પ્રબળ બનતો જતો હતો. જગન્નાથજીની જાત્રાએ જનારાઓને ત્યાં કૃષ્ણ, બળદેવ અને સુભદ્રાની ઠૂંઠી મૂર્તિઓ તરફ જેવો પ્રેમભક્તિભાવ ઊભરાય છે, તેના કરતાં પણ રૂસ્તમ માટેના પ્રેમલીલાના "લવ"ની આસક્તી વધુ ચીકણી હતી. અને જેમ જેમ એ પ્રણયસાગરમાં ભરતી ચડતી જતી હતી તેમ તેમ પ્રેમનું સામ્રાજ્ય પ્રસરાવનારો પ્રેમીનો શરીરવિસ્તાર અંધારિયાના ચાંદ માફક ક્ષીણ અને ક્ષીણ થતો જતો હતો! એ હટ સતત ચાલુ જ હતી.

રૂસ્તમના દુઃખના દોહ્યલા દિવસોમાં પ્રેમલીલાએ તેની અપાર સેવાચાકરી કરી હતી અને તે ઉપરાંત અનેક ચિંતાઓ અને ઉપાધીઓથી તેણે શરીરને ગાળી નાખ્યું હતું. તેને હવે કોઈની સલાહ સાચી કે રુચિકર માલૂમ પડતી જ નહિ. તેથી તેને જગતના લોકો પ્રત્યે અણવિશ્વાસ, તિરસ્કાર, ચીડિયાપણું વગેરે આવવા પામ્યાં હતાં. નસીબની સાથે જગતને પણ તેણે પોતાના સુખનું કિન્નાખોર દુશ્મન માન્યું હતું. અને તેને જાણે જાહેર પડકાર કરતી ન હોય, તેમ તે લગ્નની પાછી ને પાછી ઠેલવાયે જતી તારીખને છાપામાં ખાસ છપાવતી...

જ્યારે રૂસ્તમને ઘેર લાવવામાં આવ્યો ત્યારે તેની રહેવા કરવાની વ્યવસ્થા મકાનના ત્રીજા માળના હવાઉજાસ ને અગાસીવાળા એક ખંડમાં કરવામાં આવી હતી. લગ્નની નવી મુદતની તારીખ પણ નંખાઈ ચૂકી હતી. ટીખળીખોરોને

મુદ્દતો નાખ્યે જવાનો આ મામલો અનેક કોર્ટોમાંથી મુદ્દતોના ગળણે ગળાઇને આડદશ વર્ષે પ્રિવિકોંસીલમાં પતતા હાવા જેવો લાગતો હતો.

લગ્નનો દિવસ આવવાને ત્રણ ચાર દિવસની વાર હતી અને એક રાતના રૂસ્તમના મકાનમાં ચોરો ભરાયા! તેના ખંડ પાસે તેમનો અવાજ થવાથી, તે ચોંકીને જાગી ગયો, તેના જાગવાનો સળવળાટ સાંભળી ચોરોએ તેને જાપ્તામાં લઈ, તેને મૂગો રાખવા તેના ઉપર જ હુમલો કર્યો. સામનો કરવા જતાં આ પ્રેમીને ચોરોએ મોંએ ડૂચો દઇ મેથીપાક જમાડયો. તે ઝપાઝપીમાં નાળિયેરનાં છોડાં જેવી રીતે કોઈ ઉખેડે, તેવી રીતે રૂસ્તમની બ્રાઇલક્રીમ નાખીને સુગંધીદાર કરેલા મુલાયમ વાળની બાબરી તાલકા સાથે ઉખેડી લીધી અને એક કાન તેઓએ કાપી નાખ્યા.

બીજે દિવસે આ સમાચાર પ્રેમલીલાને પહોંચાડવામાં આવ્યા, કે જેથી તે ભલી બાઈ વિધિસરનું બધું જ કરી છૂટે. પ્રેમલીલા રૂસ્તમને ત્યાંથી જ સાયકલ પર પાછી ફરતી હતી, અને અકસમાત અમે એક બીજાની નજરે ચઢયાં.

## [૩]

"મિ. પુરોહિત, મને કંઈક સલાહ આપો." પેલી પ્રેમિકાએ મારી સમક્ષ કોયડો મૂક્યો. "મારે આજે સાચી સલાહની જરૂર છે. રૂસ્તમનો દૈહિક નાશ થતો કેવી રીતે અટકાવવો? અને તેની સાથે લગ્ન કરી સુખી થવું? ભાવીની શી ખાતરી?"

મારા મનમાં પણ ધોળાવા લાગ્યું કે, ભાવીની શી ખાતરી? મારું મૌન જોઈ તેણે આગળ ચલાવ્યું:

"હું આ બાબતમાં મહાત્મા ગાંધીજીને પત્ર લખી પુછાવી જોઉં?" પ્રેમલીલાએ, ખરેખર, અક્કલ ગુમાવી હતી. શું તે નસીબને, અકસ્માતોને, ચોરોને, ખોડખાંપણને રાજકીય અને નૈતિક પ્રશ્નો બનાવવા માગતી હતી?! ગાંધીજીની મહત્તાની આવી બાજુ પર મને દ્વેષ ઉત્પન્ન થયો. પ્રેમલીલા મારી સલાહને શિરોમાન્ય ગણવાની બાંહેધરી આપવા લાગી. તેથી મેં મેદાન સર કરવા માંડ્યું.

"જો બહેન, તારા પ્રેમીએ અંગ પછી અંગ ગુમાવ્યાં છે. જાણે તેનું તો કંઈ નહિ. પરન્તુ તે જીવતો બચી શક્યો છે, તે જ તારું સારું નસીબ ગણાય; અને તારે મન તે મોટામાં મોટી સિદ્ધિ છે. પરન્તુ તેની ભૂતકાલીન કારકિર્દી જોતાં લાગે છે કે, તે ભવિષ્યમાં પણ નિયમિતપણે કંઈક અને કંઈક શારીરિક સંપત્તિ ગુમાવ્યા વગર નહિ રહે. હવે તું એક " ટોટલ " ( સરવાળો ) મૂક કે, તેણે શું શું ગુમાવ્યું. જો ત્યારે, બે હાથ, બે પગ, દોઢ આંખો, એક કાન, બાબરી સાથે ટાલકું, નહિ? આ સરવાળો મૂક્યા પછી હવે બીજું 'સ્ટેપ' મૂક. તેની પાસે સંપૂર્ણ માનવી તરીકે શું શું હતું. જે રકમ આવે તેને, તેણે જે જે ગુમાવ્યું તેના ટોટલની રકમમાંથી બાદ કર. જે બાદબાકી આવી તેમાંથી ભાવીના અકસ્માતો રૂસ્તમ પાસેથી શું શું આંચકી લેશે, તેનો અંદાજ બાંધ; અને તે અંગો નસીબનો હાથ તેમ ખૂંચવી ન જાય, તેની પૂરી કાળજી લેવા માંડ..."

મારી આ ગણિતગ્રસ્ત અને તર્કબદ્ધ વાગ્ધારામાં તણાવાને બદલે પ્રેમલીલા એક બુધ્ધુની માફક મારી સામે ટગર ટગર તાકવા લાગી. પહેલાં તો મને લાગ્યું કે, મારી બુદ્ધિ પર તે આફ્રિન થતી જાય છે, અને વધુ ને વધુ અંજાતી જાય છે. કદાચ તે મુગ્ધ પણ બની જાય, અને તેથી પણ આગળ શું બને તે કેમ કહી શકાય? હા, કલ્પી શકાય ખરું... અરે, લાલચુડા જીવ...

"હાં, બહેન!" મેં આગળ ગોળો ગબડાવ્યો. "હવે આગળ વિચાર કરીએ. રૂસ્તમ પાસે બાકી વધ્યું માથું અને ધડ તથા તે બેઉને જોડનારી સંયોગીભૂમિ—એટલે કે ગળું યાને ગર્દન. એની રક્ષા ખાતર તારે અને રૂસ્તમે નસીબ તથા જગતની સામે થઈને રખેવાળી કરવાની છે. કદાચ ભવિષ્યમાં તે નાક અથવા બાકીનો કાન ગુમાવે તો કંઈ નહિ. હવે તું એક જ છેલ્લી મુદત નાખી દે કે, આવતા છ મહિનામાં રૂસ્તમ ધડ અને માથું જુદાં ન કરી બેસે, તો તારે તેને વગર મુહૂર્તે પરણી જવું—પછી ભલેને તે દિવસ કાળી ચૌદશ, હોળી કે અદણુનો હોય. ત્યાર પછી વાટ જોવામાં માલ નથી. તે પહેલાં તારે રૂસ્તમને લાકડાના પગો, ઘોડીઓ, લાકડાનાં હાથનાં ઠૂંઠાં, કાચની આંખો, બનાવટી કાન અને માથાના વાળની વીગથી સજ્જ કરવો. તેથી દૈહિક અપૂર્ણતાનો ખ્યાલ તને કે તેને અકળાવશે નહિ..." હું જરા શ્વાસ ખાવા રોકાયો.

"અને છતાં પણ ન કરે નારાયણ અને...અને એ છ મહિના[!] અંદર જ રૂસ્તમનું ગળું કપાયું, તો મહત્વનું વધુ કંઈપણ ગુમાવવા તે આ જગત પર ઊભો નહિ

રહે. તેથી તારી સર્વ મુઝવણોનો એકદમ અંત આવી જશે. એટલું જ નહિ, પણ તેના લાકડાના હાથ પગ, કાચની આંખ, બનાવટી વાળની વીગ વગેરે તારે માટે ચિરસ્મરણીય પ્રણય–ચિહ્નો બની રહેશે... ... ”

હું વધુ શું બોલું ? વાવણની માફક ઓચિંતી પ્રેમલીલા મારા પર ત્રાટકી અને મને તેના ખંડિત પ્રિયતમ જેવો બનાવવા જાય, તે પહેલાં તો બારણા પાછળ સંતાઈને અમારી દારુણ ચર્ચા સાંભળી રહેલાં ગૃહિણી ખંડમાં દાખલ થઈ પ્રેમલીલા પર તૂટી પડયાં અને મને બચાવી લીધો...



[ ૭ ]

# મારે ઘેર તો મીરાં પધાર્યાં



**શે**ઠશ્રી વ્રજભૂખણદાસ ગુંદરિયાના સંસાર નાવને નસીબના નિષ્ઠુર અને તોફાની ઝંઝાવાતોની દયા ઉપર ધકેલી દઈ, તેને ભર દરિયે અધવચ, એકલું, અટૂલું હિલોળા ખાતું રાખીને તેમનાં ચોથી વારનાં પત્ની મોંઘીબાઈશ્રીજીના ધામમાં સિધાવ્યાં. શેઠને વધારે લાગી આવે, તેનું ગૂઢ કારણ તો એ હતું કે, એક તરફ પોતે ધ્રુવ તારક સમા એકાકી ફક્કડ જીવ હતા; જ્યારે બીજી બાજુ ખારીલા અને શેઠની અઢળક સંપત્તિ તથા ધીકતો વેપાર જોઈ જોઈને મોંમાંથી આશાઅપેક્ષાની લાળ ટપકાવ્યે જતા, પરભવના વેરી જેવા, પિતરાઈઓનો મોટો વર્ગ હતો. શેઠાણીએ આધેડ ઉંમરે મરતે કરીને વાંઝિયાપણાનું જે કલંકાત્મક મહેણું, ધોળા વાળથી ગીચોગીચ ભરાઈ ગયેલી ભમ્મરોને કારણે ઉઠાવમાં ન આવી શકતા, કાળી ચામડીવાળા સાંકડા કપાળ પર ચગદી માર્યું હતું તેને તો શેઠે લૂંછ્યે જ છૂટકો હતો.

પણ ખરેખર, કર્મની ગતિ ન્યારી જ છે. જે કપાળ પર લાલ ચણોઠીદાર કંકુનું ભીનું ટીલું ઉઠાવદાર બનીને

નાતિલાઓમાં લક્ષ્મીનંદનોનો વટ રાખવું હોય, ત્યાં નિઃસંતાનત્વ કે વિધુરપણાનું કલંકાત્મક મહેણું ટકે પણ કેટલા દહાડા? તેની ગુંજાસ પણ કેટલી?

અડવાડિયાના વાસી થઈ ગયેલા રીંગણા પર ખૂબ પોલીશ કરવામાં આવે અને જેવું તે લાગે, તેવા બની ઠણીને શેઠ વરઘોડે ચઢ્યા. સરેતોરે પરણી, લગ્નનો લહાવો માણી, 'નવી' ને લઈ, કોડભેર ઘેર આવ્યા. અને નસીબનું કરવું એવું કે, પહેલા આણા પછી બરાબર નવ મહિને અને દશ દિવસ ચઢતાં, નવાં રંગીલાં ભાભુની કુખે એક કુળદીપકાની જ્યોત ઝબૂકી ઊઠી. શેઠનો તો હરખ કેમે કર્યો ન સમાય. જોષીઓએ કુંડળીઓ કરી અને શાસ્ત્રાધારે સાબિત કરી ભવિષ્ય ભાખ્યાં કે, દશમા ભાવે પડેલો નવમા ભાવનો સ્વામી મંગળ આ કન્યાને કુલોદ્ધારિણી બનાવશે.

લડાઈના સમાચારોની વીજળી ત્રાટકતાં શેઠનું શેર અને સોનાચાંદી બજાર જેમ કુસ્કે અને ભૂસકે તેજીના માર્ગે ધપ્યે જાય, તેમ શેઠની ઉતરાવસ્થાના જીવનની તેજી જેવી આ દીકરી હરણફાળે મોટી અને મોટી થવા લાગી. અને ચોથે વર્ષે તો શેઠને ત્યાં 'નંદ ભયો.' આથી તો તે સારાં શુકનિયાળ પગલાંની ગણાવા લાગી. પરન્તુ વિધાતાની જાતમાં જ કંઈક અટકચાળાપણું—અવળચંડાપણું હોય છે. વસિષ્ઠની કામધેનુ ગાય કરતાં પણ વધુ કલ્યાણકારિણી શેઠની આ 'નવી' ધરડી બનીને રસદૃષ્ટિ ધરાવનારા જગતને અરુચિકર થઈ પડે, તે પહેલાં શેઠની અને પિતરાઈઓની કાંધે ચઢીને ચિતા ભેગી થઈ.

શેઠ ફરી ન પરણ્યા. ઈશ્વરે દૂધ અને દહીં બેઉ આપ્યાં હતાં. એટલે તો તેમણે મનને માર્યું અને સંતોષ તથા સમજને માન આપી ભગવદ્દભક્તિમાં ચિત્તને ચોંટાડવાનો લહાવો લીધો. અલબત્ત, સૌ સરખી દૃષ્ટિવાળાં નથી હોતા. તેથી ચિબાવલા નવજુવાનો, અદેખા આડોશીપાડોશીઓ, હિતશત્રુઓની જમાત જેવા પિતરાઈઓ વગેરેને 'બૈરી-ખાઉ વ્રજભૂખણ' કહી કહીને શેઠની પજવણી કરવાની તક મળી. પરન્તુ આ જ કારણને લીધે શેઠે ફરી પરણવાનું માંડી વાળ્યું હતું, તે વાત સત્યથી તદ્દન વેગળી, કપોળ-કલ્પિત, સુમાહિતી ધરાવતાં મંડળોમાં સમર્થન ન પામે તેવી, એટલે કે બીનસત્તાવાર અને શેઠને ઉતારી પાડવાના બદઇરાદાવાળા પ્રપંચથી જાણીબૂજીને વહેતી મૂકવામાં આવી હતી.

[૨]

સુમોહા, શેઠની એ લાડીલી કુલોદ્ધારિણી, જતે દિવસે વયમાં આવી. તેનાં અવયવો અને યુવાની ખીલતાં ચાલ્યાં. પણ કાઠું તો માબાપના વળગણીએ નાખવા જેવા સુકલા પંડ પરથી ઊતરી આવેલું હોવાથી, તેનો દેહ પણ કેમેરાની ઘોડી જેવો ઊંચો, પાતળો થવા પામ્યો હતો. આ દેહ પર કપડાં, ઘરેણાં, કપૂર કાજળીના અંજનની નેત્રશોભા, સેંથાનું સિંદૂર, ટીલડીઓ, બનાવટી વાળનો ગુચ્છો, વેણી વગેરેનો તરેહવારનો ઠઠેરો થતો. તેથી સુમોહા સહેલાઈથી સુડોળ નવયૌવનામાં ખપી જતી અને ગીધના જેવી અવલોકનની દૃષ્ટિ ધરાવતા 'ગંધ પારખુ' યુવાન લોહીને આંજવા તથા આકર્ષવામાં તે વિજયી નીવડતી.

બંગલેથી કૉલેજ અને કૉલેજથી બંગલે, જ્યારે તે પોતાની ઘોડાગાડીમાં જતી આવતી, ત્યારે તે પગપર ચઢાવીને, ઉપલા પગના ઢીંચણને પોતાના વિસ્તારેલા લાંબા હાથની હથેળીઓની પકડમાં જકડી રાખીને, પાષાણની પ્રતિમાની જડતા તથા અક્કડતાથી ટટાર બેસતી. બરડા પર સરી જતા ઢીલા, ચપટા ને કલાત્મક રીતે સેરથી ગૂંથીને વાળેલા સાદા અંબોડાથી તેની લાંબી ડોક અને માથુ શોભતાં. મોં અને નેત્રયુગ્મ જરા પણ ડાબા જમણાં થયા વગર, સીધાં તીર, હલનચલન વગરનાં રહેતાં. ખરબચડા રસ્તા પર ઝડપે રસ્તો કાપતી ગાડીની ગતિ પણ, તેની નખશીખ અચળ કાયાને સહેજેય ઝુકાવી ન શકે, તેવો તેનો શરીર પરનો અસાધારણ કાબૂ હતો. તેનાં કપડાંની પસંદગી, બોલવા ચાલવાની તેની રીતભાત, અદ્યતન ફૅશન માટેની તેની આગ્રહભરી ચીવટ વગેરે વગેરે રસિક માહિતીઓ અત્રે કેટલી રજૂ કરવી?

જેવી આડંબરી, કૃત્રિમ ને નફ્ટાઇની આછી છાયાછાંટવાળી તેની ટાપટીપ તથા બાહ્ય દૈહિક રંગરોગાન હતાં, તેવો જ તેનો ગરમ, ઘડી ઘડીમાં વગર કારણે રોષે ભરાતો ચીડિયો અને નાટકી દિમાગ હતો. તેથી તેણે ઘરમાં અને બહાર એક પ્રકારની એવી છાપ પાડી હતી કે, ચાલતાં લગી આડોશી–પાડોશીઓ, સગાંસંબંધી કે કૉલેજની તેની સહાધ્યાયિનીઓ આ 'હીંગના ઝાડને હલાવવાનું' પસંદ કરતાં નહિ. પોતાની આજુબાજુના આવા અલિપ્ત વર્તાવને તે પોતાની આંતરિક મહત્તાની અસર તરીકે લેખી રહી હતી; અને પોતાના આડંબરી વ્યક્તિત્વના દુર્ભેદ્ય કિલ્લામાં પોતાની જાતને અજાણપણે કેદી બનાવી રહી હતી. બહેનને

કૉલેજના વિષયો શિખવવા ત્રણ ત્રણ તો પ્રોફેસરો આવતા; અને તે ઉપરાંત સંગીત તથા ચિત્રકલામાં તે નામના મેળવે, તે માટે પણ એક દક્ષણી બુઆ અને એક બંગાળી ચિત્રકારનો પ્રબંધ શેઠે કર્યો હતો. આમ વિદ્યા અને કલામાં તે કેવી પ્રગતિ સાધતી હતી, તે તો ભગવાન જાણે, પરન્તુ આ સૌ ધમપછાડાને પરિણામે પોતાના વ્યક્તિત્વની પાછળ આભાનું એક મઝાનું કૂંડાળું તો તે રચી શકી હતી.

[૩]

દરરોજ સુમોહાની એકાદ એવી ગંભીર ફરિયાદ પિતાજી આગળ રજૂ થઈ જ હોય કેઃ—

" બાપાજી, આપણા ફલાણા પાડોશીનો કિશોર હું જ્યારે મારા ખંડમાં અભ્યાસ કરવા બેઠી હોઉં, ત્યારે પોતાની સામી બારી ખુલ્લી રાખી મારી સામું ટગરટગર જોયા જ કરે છે... "

અથવા તો—

" બાપાજી, અમારી કૉલેજમાં શાકુન્તલ શીખવતા સંસ્કૃતના પ્રોફેસર તેમની નજર બરાબર અમારી છોકરીઓની પર પડે, તેવી જગ્યાએ અમને સામેની પાટલી પર બેસાડે છે અને અમારા પર એમનો ડોળો ચીટકેલો રહે છે. વળી શીખવતાં શીખવતાં નાચે છે અને ચાળાચસ્કા કર્યા કરે છે. વળી કંઈક કંઈકથી ચોપડી બહારના ભૂંડાળા શ્લોકો લાવીને સમજાવે છે અને શરમ આવે તેવું તેવું બોલે છે......"

અથવા તો—

"કૉલેજના પુસ્તકાલયનો લાયબ્રેરિયન અમને અમારે જોઈતી ચોપડીઓ આપતો નથી અને પ્રેમનાં ટાયલાંવાળી નવલકથાઓ, નાટકો, વગેરે વાંચવા ભલામણ કરે છે..."

અથવા તો—

"જ્યારે હું વર્ગમાં ભાષણની નોંધ લઉં છું, ત્યારે (ફલાણો) પારસીનો છોકરો છેલ્લી પાટલી પરથી અમારા માથા પર પીંગપોંગનો બોલ ફેંકી, વર્ગમાંથી 'છૂ' થઈ જાય છે..."

અથવા તો—

"બાપાજી, કૉલેજની પરબનો પાણી પાનારો 'બોય' અમારા સામુ લાલચુ ડોળે જોયા કરે છે; અને બીજાનું પીધેલું એઠું પાણી ઢોળી નાખવાને બહાને તે અમારા ઉપર અમારાં કપડાં અને ચંપલ ભીંજાય તેમ છાંટે છે. પછી બીજાઓ સામુ જોઈને લુચ્ચું લુચ્ચું હસ્યા કરે છે. હવે તો હું પોતે જ તેને મારા પગનું ચંપલ ચોડી દેવાની છું..."

અથવા તો—

"જ્યારે આપણે ત્યાં પેલા પોલીસ ઈન્સ્પેક્ટર સાહેબ ચાપાણી માટે આવે ત્યારે, બાપાજી, તેમની આગળ રીચીરોડ ફુવારા પાસે પહેરો ભરતા પેલા પોલીસની ચાવળાઈની અને અમારા લોકોની તે મશ્કરીઓ કરે છે તેની ફરિયાદ જરૂર કરજો. સાલ્લાની ખો ભૂલાવવાની જરૂર છે. અમારી ગાડી દુરથી જોતાં નખરાં કરે છે અને 'સાઈડ' નથી આપતો..."

અથવા તો—

" ફલાણા લત્તાના બે છોકરાઓ સાયકલ લઈને અમારી ગાડી જ્યારે કોલેજ જતી હોય છે ત્યારે પાછળ પડે છેઅને આંખો પટપટાવતા નાટકોનાં ગાયનો લલકારે છે..."

એકાદ મઝાની પુસ્તિકા રચાય તેવી 'અથવા તો—'ની એક લાંબી યાદી આપી શકાય તેમ છે. પરંતુ ઉપર ટાંકેલ વાનગીઓ વૈવિધ્ય માટે શું પુરતી નથી ?દાદ માગતી દીકરીની ભાષાને વફાદાર રહીને અમે ઉપરનાં અવતરણો અહિં સામેલ કર્યાં છે. ગુન્હેગારોની યાદીમાં પોતાની જ નાતજાતના ઊંચા કુટુંબના ઠરેલ, શાંત અને વિદ્યા વ્યાસંગી છોકરાઓને પણ તદ્દન નજીવા, નાના, ક્ષુલ્લક, કે કલ્પિત ગુન્હાઓ માટે સુમોહાએ સંડોવ્યા હતા. વળી તે યાદીમાં કેટલાક આશાસ્પદ લેખકો, ઊગતા ચિત્રકારો, કોલેજની નાટ્યભૂમિ પર ઝળકતા સિતારાઓ, વ્યાયામ પ્રેમીઓ અને સુમોહાની નજરે પણ નહિ ચઢેલા કેટલાકોનાં નામોનો તેમાં સમાવેશ થતો હતો.

અમારાં ઉપરોક્ત ટાંચણોથી વિવેક બુદ્ધિ ધરાવનાર વાંચકો જાતે જ ઊકેલ કાઢે કે, કોને માથે કેટલા ટકા દોષ ફાળવી શકાય? પણ શેઠશ્રી વ્રજભૂખણદાસ તો આ સૌ સાંભળી સાંભળીને ક્રોધથી રાતાપીળા થઈ જતા. તેમની જર્જરિત દેહઈમારત ધરતીકંપના આંચકા અનુભવતી હોય તેમ નખશીખ ડગમગી ઊઠતી. આંખો આડા કાપેલા પાકા ગીલોડા જેવી લાલ હીંગળોક બની જઈ વિસ્ફારિત થતી. તરત જ તહોમત-દારોનો ઠકડધસ સામનો કરવા તે માથે સાંકડી દિવાલની કાળી ટોપી કે અમદાવાદી પાઘડી પહેરી, ગાડી જોડાવીને, ઉપડી પડતા. અને પોતાને મળેલી સફળતાથી ફૂલ્યાફાલ્યા બની તે જ

સાંજના દીકરીને બોલાવતા અને વાંસો થાબડતા; તથા શાબાશી આપી શંકાકુશંકાથી હાંફળીફાંફળી થયેલી પેલી મૃગલીને નિશ્ચિંત અને નિર્ભય કરવા ઉત્સાહનું સીંચન કરતા. પુરૂષજાતિના કપાળ પર અખિલ આક્ષેપોનાં માછલાં ધોતી અને "હું" "હું"થી ભરેલી અહંતાવાળી અસ્મિતામાં ચઢેલું નાક અને બીડાયેલા હોઠ રાખતી સુમોહા તે વખતે, ખરેખર, ક્ષોકરમત, ક્ષુલ્લક અને હાસ્યાસ્પદ લાગતી... ...

*　　　*　　　*

હવે તો પાડોશના પેલા નિર્દોષ, હસમુખા, જિજ્ઞાસુ કિશોરની સામી બારી હંમેશને માટે બંધ થઈ ગઇ છે. બિચારો સુમોહાના બંગલાના મુખ્ય દરવાજાવાળા કે બારીઓ પડતી હોય તેવા રસ્તેથી જતો પણ નથી! આજુબાજુના બંગલાઓમાં રહેતા નવયુવાનોને પણ કિશોરના આવા વર્તનમાંથી આપોઆપ ધડો લેવાનું સૂઝયું તે સારૂં થયું. સંસ્કૃતના પેલા રસજ્ઞ પ્રોફેસર સાહેબ 'શાકુન્તલ' શીખવવાને બદલે વ્યાકરણ અને અન્વયનાં ચૂંથણાં ચૂંથી તથા ક્વચિત ક્વચિત પોતાના તથા હિંદુ સંસારના નિરસ જીવનની સમસ્યાઓ ચર્ચીને ચાલ્યા જાય છે. કૉલેજના ગ્રંથપાલને પ્રિન્સિપાલ સાહેબે ટાઈપીસ્ટની જગ્યા પર ફેરવી લીધો છે. માથા પર પીંગપોંગનો બોલ ફેંકનાર પેલા પારસી ચેકુસજીને ચેડાં કરવા બદલ પ્રિન્સીપાલ સાહેબે ચેતવણી આપી દીધી હોવાથી તેણે સુમોહા પર ખાર રાખી તેને બનાવવા તથા પજવવાના જુદા જ પ્રકારના પણ સલુકાઈ ભર્યા એક પછી એક નવા જ તાગડા યોજવા માંડયા છે. ગમે તેમ પણ તે પરાજય તો ખરોને? પાણી પાનાર 'બોય' પાસે પાણી પીવા જવું ન પડે અને

તેનું ડાચું જોવાની કડાકૂટમાંથી બચી શકાય માટે સુમોહા ઘેરથી જ કડા પાણીનો કુંજો ગાડીમાં મૂકાવીને કોલેજ જાય છે. રીચીરોડ ફુવારા આગળ પહેરો ભરતા પોલીસનો પડછાયો લેવો ન પડે માટે આસ્તોડિયાને રસ્તે થઈ જરા લાંબો ચક્રાવો લઈ ને બેનની ગાડી અવરજવર કરે છે. ગાડીની પાછળ પડનાર પેલા નફ્ટ સાઈકિલીસ્ટોને અને ગાડીવાનને એક દિવસ ઝપાઝપી કેરી જતાં ગાડીવાનને હાથે અને કપાળે પથરા વાગવાથી બાર પંદર દિવસ 'લલ્લુભાઈ ગોવરનદાસ હોસ્પિટલે' પાટાપુરી બંધાવવા તેને જવું પડેલું. વ્રજભૂખણદાસ શેઠે નાતજાતના પેલા સહાધ્યાયીઓનાં માબાપોને પણ ક્લેશના કાદવમાં ખૂતાડ્યાં હતાં. નાતનાં લગભગ બધાં જ કુટુંબોએ સુમોહા સાથે પોતાના કુળદિપકોને પરણાવવાના મોહ ઉપર પૂળો મકયો એ હકીકત પણ સુમોહાના અહંકારના મેરૂદંડ પર વિજાધ્વજ ચઢાવવા સરખી હતી. અને જે માસિક પત્રોમાં પોતાની પુત્રીને નાયિકા ચિતરી મારી વાર્તાઓ અને લેખો પ્રગટ થએલા તેમના તંત્રી મહાશયોને મળીને શેઠે લેખકોનાં નામ ઠામ મેળવી લીધાં હતાં અને એક ખાસ ચામડાના પુંઠાવાળી નોટમાં બરાબર ખતવીને ટપકાવી રાખ્યાં હતાં. તેમના સંબંધમાં શોધખોળ અવશ્ય લંબાવાઈ હશે તે બનવા જોગ છે. પરન્તુ એ કથાશ્રુતિ અપ્રસ્તુત લાગવાથી અહિં નોંધવામાં આવ તી નથી.

[૪]

સુમોહા શહેરની દરેક નારી સંસ્થાઓ અને સભાઓમાં ઔપચારિક અદાથી નિયમિત હાજરી આપતી. તેમાંની ઘણી

ખરીમાં તો તે આનંદ મંત્રી પણ બની શકી હતી. ભાષણ કર્યા વગર કે લેખો લખ્યા વગર તેણે વિદ્વત્તાની છાપ અહિં તહિં પાડી હતી. પુરૂષજાતિ પ્રત્યેની તેની સુગ અને કટ્ટરતાથી તે જાતીય પવિત્રતાનો રૂઆબ સૌ પર પાડતી અને સ્ત્રીઓ માટે સંયમ એ તો રમત વાત છે તેનો દાખલો તેણે સ્વાભાવિકતા, સરળતા અને સાહજિકતાથી વીસમી સદીના વિષયવાસનાથી ગુંગળાતા જગત પર બેસાડયો હતો. પોતાના નાનાભાઈને પણ તે પોતાના શરીરનો સ્પર્શ ન થવા દેતી અને આ વસ્તુની જાણ તે સગર્વ સૌ કોઈને લાક્ષણિક છણછાટથી કરાવતી. જ્યારે જ્યારે આપ્ત મંડળમાં કે બીજે ત્રીજે પોતાની દીકરીની વાત નીકળતી ત્યારે વ્રજભુખણદાસનું હૈયું ગર્વથી ખુદ તેમને પણ હાથ નહોતું રહેતું. તેમની છાતી ગજગજ ફુલતી અને કલાકોના કલાકો લાગી ડાચાં યાંત્રિક તાલબદ્ધતાથી ઉપરનીચે જા આવજા કરતાં. ખેર! જો ભગવાને તે લાકડાનાં બનાવ્યાં હોત તો સાંજ પડયે પુત્રીના સ્તુતિગાનને પરિણામે અચ્છેર વહેર પડત ખરો.

"બીજાઓની વંઠેલીઓ જેવી મારી દિકરી નથી, હોં! શું ચાલાક છે! દશ છોકરાની ગરજ સારે છે! દશ છોકરાની ગરજ સારે તો સારે પણ ભલભલા ચમ્મરબંધીને જવાબ આપે તેવી છે અને ભણવામાં તો એની કોલેજના છોકરાઓની મોર નીકળી જાય છે. ભોળી નિર્મળ આંખોવાળી સુમોહા! જાણે એની માનું જ મોં જોઈ લ્યો. એવી દીકરી લાખમાં પણ એક થાવી નથી..." અને વાત સત્તર આના બે પાઈ સાચી હતી તેનું આ વાર્તાને અંતે કોણ નહિ સ્વીકારે?

શેઠ સાહેબ તેને અવારનવાર દિવ્યાનંદજીની કથામાં, ભાગવત્ મંદિરે કે યજ્ઞયાગાદિના સમારંભોમાં લઈ જતા. ત્યારે સુમોહાને જોઈને તો નારીચાંચલ્યમાં માનનાર અને સ્ત્રીઓ તો સાક્ષાત કામવાસનાની પુતળીઓ છે તેવો વિતંડાવાદી દહાગ્રહ રાખનારાઓનાં મોં ભોંઠાં પડી જતાં. બે હાથની મુઠીઓ વાળી પોતાની આંખો મસળી લઈ તેઓને શ્વેત વસ્ત્રોમાં ભક્તિમૂર્તિ સમી શોભની સુમોહાને જાણ્યે અજાણ્યે વંદના કરી લેવી પડતી !

શેઠ તો સૌ કોઈને હર્ષભરિત મુખડે કહેતા કે, " મારે ઘેર તો સાક્ષાત મીરાં પધાર્યાં છે. આ કળજુગમાં મારા જેવા વૈષ્ણવજનને ઘેર તેનાં પગલાં થાય તેમાં શું નવાઈ ? "

જે દિવસે કથામાં સ્વામીજી શ્રી ૧૦૮ દિવ્યાનંદજી પિતાની પડખે સુમોહાને ન જુએ ત્યારે કથાના ઈશ્વર સ્તવનના પ્રારંભિક શ્લોકો પડતા મૂકી શેઠજીને પ્રથમ પૂછી લેતા કેઃ—

" કયોં ભગતરાજ ! આજ બહન નહિ આયી હૈ કયા ? "

" ના, મહારાજશ્રી ! બહેનબાને પરીક્ષા આવવાની છે તે ઘેર ભણવામાં રોકાયાં છે. "

"જબ તો અચ્છા. મેરે મનમે ખયાલ આયા કી તબિયત બબિયત વૈસી હો ગઈ તો નહિ હોગી. અચ્છા ! જેસી શ્રી સચ્ચિદાનંદજી પ્રભુકી કીપા... મગર દેખો શેઠ ! કળજુગકા મામલા હે; કળજુગકા પવન ચારો તરફ ફૂંકા રહા હૈ. ઉનકો બાઈકા હૃદયમાં આના હી મત દેના...કયોં મેરા મતલબ સમઝ ગયે..." ઝીણી આંખો કરી

શેઠ સામે જરા તાકીને સ્વામીજી કળજુગના ખરાબ ઝેરીલા પવનના મારણરૂપે સુચના આપતા, "બહનકો અઠવાડિયેમેં દો તીન દફે મેરી પાસ સતસંગ ઔર ગ્યાનગોષ્ટિ કરનેકે લીયે જરૂર ભેજની હી દેની ચાહીએ...જ્ઞાન ભકિતકા પાસ ઉનકા આત્મા કે પટ પર બીડાને કી ખૂબ આવસ્યકતા હે...મગર એ કલિકાળ!!! ભગવાન શ્રી ક્રીશ્નજીને–ગીતામેં કહા હે... કિ... . ."

"હોય મહારાજ! ભગવત ભગવત કરો. મારા ઘરમાં કળજુગના પડછાયાનું નામ નિશાન કેવું? બેન જ પોતાના મન પર અસવાર છે." વગેરે વગેરે. આ શબ્દો વહાવતી વખતે શેઠના મુખારવિંદ પર અચળ આત્મશ્રદ્ધા, ગૌરવ, પિતૃત્વ, કુલાભિમાન વગેરેના અનેકવિધ તણખા ખેરવતી હવાઇઓ ઉપરાછાપરી ઉડતી.

[૬]

શેઠશ્રી વ્રજભૂખણદાસની માફક 'ઉજળું એટલું દૂધ' એમ નિર્દોષ ભાવે માની બેસવાની ભ્રમમૂલકતાનો બીજો ભોગ બન્યો હતો પ્રમથેશ. સુમોહના વર્ગમાં અભ્યાસ કરતો બાવીશ વર્ષનો નિખાલસ, પ્રેમાળ, ઊજમળા નમણા ચહેરાનો એક આશાસ્પદ નવજુવાન. સાધારણ સારી સ્થિતિનાં સુધારક માબાપનું તે એકનું એક સંતાન—રંકના રત્ન અને આંધળાની આંખ સમું. તેના ઉછેર અને ઘડતર પર માબાપે અહર્નિશ પ્રેમ, સંસ્કારિતા ને વિવેકભરી ચીવટ દાખવીને તેને હથેળીમાં ફૂલ રાખે તેમ રાખી મોટો કર્યો હતો. તેની

કારકિર્દી ખૂબ જ તેજસ્વી હતી. તેના સૌમ્ય વ્યક્તિત્વમાં સ્વાસ્થ્ય સાથે નાગરિક મીઠપ અને લાવણ્ય, જ્ઞાન સાથે વિનમ્રતા અને માનવતા ભળ્યાં હતાં. પણ સાથે સાથે તેનામાં વધારે પડતી કલ્પનાશીલતા, મનુષ્ય સ્વભાવની પરખનો અભાવ અને અવ્યવહારૂપણું પણ એટલાં જ જોરદાર હતાં. તેનું હૈયું એકદા સુમોહાના આકસ્મિક નયનચમકારે બેઠું. તેને સુમોહાને મળવાની, મળીને તેના ચરણે પોતાના પ્રેમપૂર્ણ હૃદયની ભેટ ધરી દેવાની, તેની સાથે કવિતા અને કલ્પનાના વૈભવોમાં વિહરવાની, તેને પરણીને પોતાનાં માતપિતા જેવું સાદું દાંપત્ય માણવાની અદમ્ય ઝંખનાઓ થવા લાગી. પણ કયે માર્ગે પ્રગતિ કરવી? એ વિકળ માર્ગનો પોતાનો માર્ગદર્શક કોણ બને? ખરેખર, પ્રદેશ તેને માટે સાવ અજાણ્યો હતો ને આવડતની પરિમિતતા તેને મુઝવી રહી હતી કે શરૂઆત કેમ કરવી.

જગતને કોઈ ઓર કૌતુક જોવાનું બાકી હતું.

કૉલેજમાં બપોરની રજામાં વિરામ લેવા બગીચાની એક કુંજમાં એકાંત ખૂણે પ્રમથેશ અને તેનો બાળસાથી પ્રબોધ બેઠા હતા. પહેલાના ચહેરા પર વિચારશૂન્યતા અને શરીરમાં લાગણીવિવશતાને લીધે જન્મેલી શિથિલતા હતી; જ્યારે બીજાની આંખો અને વાણીમાં બુદ્ધિયુક્ત નિશ્ચયાત્મક માર્ગદર્શનની નિશ્ચળતા પ્રસરેલી હતી. વાર્તાલાપ એક એવા નાજુક અને જીવનમહત્વના મુદ્દાની આસપાસ ફરતો હતો કે, જેમાં મિત્રોની માંહોમાંહે નજરે પડતી હળવી મજાકવૃત્તિને પણ આજે સ્થાન નહોતું.

"દોસ્ત પ્રમથેશ! ઈન્દ્રવર્ણી રંગ અને રૂપે મોહક લાગે છે; પણ ખાધે કેટલાં ઝેરીલાં હોય છે?! નાગની ચપળતા, ડોલન, ગંધ તથા સૌંદર્ય પારખવાની તેની રસવૃત્તિ આપણને ચકિત કરે તેવી હોય છે. પણ તેના પર ભરોસો રાખી કંઈ ગળે વીંટાળી શકાય છે? મારૂં કહેવું માનો જા. તારે માટે આ સંબંધ તો અયોગ્ય જ છે." પ્રમથેશની મનોદશાનું કારણ પામ્યા પછી ચર્ચાના તારણને ઘાટ આપતાં પ્રબોધે ઉચ્ચાર્યું.

"શું તને મારા પ્રેમની સત્યતામાં વિશ્વાસ નથી?"

"એવું વળી મારે ક્યારે કહેવાનું છે? તારા પ્રેમ માટે નહિ, પણ પસંદગી માટે મારા અંતઃકરણમાંથી સંમતિ સ્ફુરતી નથી. થોડા સમય પૂરતો તારો સૌંદર્ય–ભાવનાવાદ બાજુએ મૂકી અવલોકન કર. દુનિયામાં આંખને લલચાવનારી અને લલચાવીને બુદ્ધિને ગૂંચવાડામાં નાખનારી અનેકાનેક વસ્તુઓ મોહિનીરૂપે આપણા માર્ગમાં અવારનવાર અટવાતી આવ્યા કરે છે. પણ તેથી શું?"

"શું? સુમોહા......"

"તારા કરતાં હું તેને જરા પણ વધુ ઓળખતો નથી. વળી તારો તથા તેનો પરિચય પણ કેટલો શૂન્યાત્મક છે! તારો પ્રેમ એકપક્ષી નથી તો બીજું શું? મારો આત્મિક અભિપ્રાય તો તને અહીંથી પાછો વળવા પોકારે છે."

"ત્યારે તો મારે મારો પ્રેમ તેની આગળ રજુ કરતા પહેલાં તેને સમજવા અને તેની અનુમતિ પામવા તપ જ કરવું પડશે."

મિત્રને લાગ્યું કે, પ્રમથેશ જેવો યુવક તપ–બપ જેવા શબ્દો લાગણીમયતાથી ગૂંગળાતાં પૂરા અભાનપણામાં બકે છે. તેને અંદરથી મજાક સુઝી.

"ત્યારે તો મનમાં નક્કી ખાતરી જ રાખ કે, તપ કરનારને મેનકા—ભ્રષ્ટા જ મળે છે."

બેઉના મોં પર સહસા ઘડીભર માટે સ્મિતની રેખાઓ નાચી ઊઠી. મિત્રને લાગ્યું કે, પ્રમથેશને પોતે ઠેકાણે લાવી શકશે. પણ જ્યારે તેણે જોયું કે પાછળથી પ્રમથેશનું હૃદય ઘવાયું છે, અને સુમોહા પાછળ તણાતું જતું તેનું મન આજને અવસરે તો કદાપી પાછું વાળી શકાય તેમ નથી, ત્યારે તેને પ્રમથેશ માટે દહેશત અને અનુકંપા થઈ આવી.

"પ્રબોધ ! આ તારો ઠીમળો પ્રલાપ જ છે. પ્રેમ તું શું જાણે ? તેં તે અનુભવ્યો જ ક્યાં છે ? તારા બાળલગ્ને તને તેની મુક્ત અલૌકિકતાથી વિમુખ રાખી ભોટ જ બનાવ્યો છે. તેથી તું આજ મને સલાહ અને માર્ગદર્શન કરાવવાને બદલે દોઢ ડહાપણના દરિયા ડહોળવા બેઠો છે.

પ્રમથેશ રોષપૂર્ણ ઊઠીને ચાલ્યો ગયો.

[ ૭ ]

—અને પેલા છેતરામણા પ્રલોભને એકાદ પખવાડિયા જેટલા ટૂંકા ગાળામાં પ્રમથેશને એનો જીવનપ્રવાહ પલટાવી દે તેવી થપાટ લગાવી દીધી. પ્રણયભિક્ષાની માગણી કરતો પ્રમથેશનો પત્ર કોલેજના પ્રિન્સિપાલની સામે ટેબલ પર પડ્યો

હતો. સામે ડાબા જમણી વાદી–પ્રતિવાદી જેવાં સુમોહા અને પ્રમથેશ ઉભાં હતાં. પ્રમથેશે પોતાના પગલાના બ્યાજબીપણામાં નિર્ભર રહી, ન તો લાચારી દર્શાવી કે માફી માગી. તેનો શાંત નિશ્ચયી વર્તાવ શહીદ જેવો લાગતો હતો. પત્ર લખ્યાની કબુલાત, સહનશીલતા અને ધીરતાપૂર્વક કરી લઈ તેણે પ્રિન્સિપાલ સાહેબને લાંબી ટૂંકી પંચાત છોડી દઈ તે જે કરવા ધારે તેનો અમલ કરી શકે છે, તેમ જણાવી દીધું. સજા કરાવનાર તથા સજા કરનારે આવા ઉત્તરમાં પોતાની ભિષણ ઉપેક્ષા થતી જોઇ. તેમની અપેક્ષિત પ્રત્યાઘાતી મઝા ચાલી ગઈ હોવાથી તેમના ધુંધવાટમાં ઘી હોમાયું હતું. સાહેબે ત્રણ વર્ષ માટે પ્રમથેશને કોલેજનો દરવાજો છોડવા ફરમાવ્યું. સુમોહાની તેણે માફી ન માગી, તે ન જ માગી. પરન્તુ સજા આકરી થવા પામી હતી તેની પ્રતીતિ થયેલી માની, સુમોહા કુંગરાતા નસ્કોરે બહાર નીકળી. કોલેજનાં વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ પ્રમથેશ પ્રત્યે જ સહાનુભૂતિ ધરાવતાં હોવાથી અને સુમોહાના પગલાથી તે સહાનુભૂતિમાં વધારો થવાથી, તેમનો રોષ અને તિરસ્કારનું ઘોડાપૂર સુમોહા તરફ ઊમટયું હતું. તે ગમે તેમ હોય, પરન્તુ પ્રમથેશની શ્રેષ્ટ કારકિર્દી પર પાણી ફરી વળ્યું. તેના નુકસાન આગળ સુમોહાનો વિદ્યાર્થીજગતે કરેલો બહિષ્કાર કોઈ વિસાતમાં નહોતો.

પ્રમથેશે કોલેજ છોડી. માતપિતાએ તેના ઉદ્વેગિત બનેલાં મન, હૃદય અને આત્માને ઠારવા બધા જ શક્ય પ્રયાસો કરી જોયા. પણ સુમોહાના પગ તળે છૂંદાઈ ચૂરેચૂરા થયેલું તેનું કલ્પનાશીલ અને ભાવનાપૂર્ણ હૃદય તો પાછું આખું

ન જ થયું. તેને અહર્નિશ અકળાવતી મોટી ગૂંચ તો તેના ચિત્તપ્રદેશમાં એ જ પડી જવા પામી હતી કે, આવી સુંદર, સુશીલ લાગતી નવયૌવના તરફથી તેને આવો નિષ્ઠુર પ્રત્યાઘાત મળે જ શી રીતે? નક્કી પોતાના વ્યક્તિત્વમાં કંઈ એવી પામરતા રહી ગયેલી હોવી જોઈએ કે, જેની જાણ પોતાને પણ ન થઈ; પરન્તુ સુમોહાને તો ઊડીને આંખે બાઝી હશે. પણ બીજો જ ખ્યાલ આવતાં તેનાથી એ કુતર્કને પણ સ્થાન ન આપી શકાયું. તેણે મન વાળ્યું કે, સમય [illegible] સત્યને ઉપર લાવશે. સુમોહાના હૃદયમાં સદ્ભાવના પ્રગટાવશે [illegible] તો ઈશ્વર પોતાને તેના પ્રેમને યોગ્ય બનાવશે. પણ આશા અને ઝંખનાભર્યો તે દિવસ પ્રમથેશના જીવનમાં ઊગવા નિર્માણ નહોતો થયો. તેનાં માતપિતાએ તેનો લગ્નસંબંધ જોડવા ઘણા પ્રયત્નો કર્યા. પણ તેનું હૃદય તો એક [illegible] એક પસંદગી કરી ચૂક્યું હતું; હવે તે પસંદગીની નકલો કરવા જરાપણ ઉત્સુક નહોતું.

તેણે અપેક્ષેલો દિવસ ન ઊગ્યો તેમાં એક રીતે સારું જ થયું હતું. એટલું જ નહિ પણ વિધાતાની મહેરબાનીથી તેને કદાપિ સુમોહા વિષેના કંઈપણ સમાચારો સરખા ત્યાર પછી નહોતા મળ્યા; નહિ તો આજીવન એકાકી [illegible] સેવાની પ્રવૃત્તિમાં પોતાની ખિન્નતા ભરી એકલતાને [illegible] સફળ થયેલા પ્રમથેશના હૃદયને કેટલો આઘાત લાગત ? !

## [ ૮ ]

વસ્તુતઃ એવું બનવા પામ્યું હતું કે સુમોહાના બાહ્ય જીવનની આડંબરભરી તકલેદી કિલ્લાબંધીના પાયા, ચારિત્ર્ય

ઉપરની તથા આંતરસ્ફુરિત કુદરતી વૃત્તિઓ ઉપરની તેની કમજોરીને કારણે, હોદ્દાઓ બની બનીને ઊખડતા જતા હતા. રામચંદ્રજીને પેલો માયાવી સુવર્ણ મૃગ શરત ચુકાવી દૂર અને દૂર અજાણ્યા અરણ્યમાં ઘસડી જતો હતો, તેમ સુમોહાએ આડેધડે આમતેમ કરાવેલી દડમજલ વ્રજભૂખણદાસને વ્યવહારુતાના પ્રદેશની સીમા ઓળંગાવરાવતી હતી. દીકરીના ભાવી જીવનનો પ્રશ્ન જ તેમની દૃષ્ટિમર્યાદામાંથી ખસી ગયો હતો. દીકરી જાણે કેમ કોઈ ગાંધીજી, જવાહર, રાધાકૃષ્ણન્ જેવાને જ ઇચ્છાવર તરીકે પસંદ કરી, જતે દહાડે પરણવાની ન હોય, તેમ તે ભ્રમમૂલક ખ્યાલ પર મુસ્તાક રહ્યા હતા.

× × ×

શિયાળાની કડકડતી ઠંડીની એક રાતના શેઠ પડખાં તપાવી તપાવીને તથા દમને રોકીને માંડ માંડ નિદ્રા ભેગા થયા હતા, ત્યાં તો મધરાતના સુમારે આંગણામાં ધમાચકડી થવાથી ઝબકીને જાગી ઊઠયા. કાળી રાતના અંધારામાં બેટરીનો પ્રકાશ રેલાવીને પોલીસ ઇન્સ્પેક્ટર સાહેબ અને બે ત્રણ રેલવે પોલીસ કોન્સ્ટેબલો ઊભા હતા. પાછળ જાપ્તામાં સુમોહા, અને બંગલા પાસેની હોટેલનો એક લાંબાં ઝુલ્ફાંવાળો, પાકા ભામટા જેવા 'બોય' ઊભાં હતાં. શેઠને દીવાનખાનામાં લઈ જઈ, સત્તાવાળાઓએ ડઘાઈ ગયેલા શેઠને હકીકતથી માહિતગાર કરી સ્વસ્થ કરવા માટે પ્રયાસ કર્યો. તેમણે જણાવ્યું કે, આ પ્રેમી પંખીડાં મધરાતે ઊપડતી એક ગાડીમાં ઊડી જતાં ઝડપાઈ જવા પામ્યાં છે. તેમની પાસેથી રૂપિયા પાંચ હજારની કાળાં બજારની ઊજળી લક્ષ્મી જેવી

નોટો મળી આવી હતી. 'મીરાં'નું માહાત્મ્ય રાખવા શેઠે એ રકમ, દીકરીની એબ જાહેરમાં ન આવવા પામે તે માટે, તે જ વખતે ત્યાં ફના કરી દીધી.

અને ત્યાર પછી છ મહિને બનેલો એક બનાવ આ રહ્યો. બિચારા વ્રજભૂખણદાસને શામ, દામ, ભેદ અને દંડ વાપરી, પોતાના અગડબંબ રસોઇયાને તાબડતોબ છૂટો કરી, કહેવાતી ચોરીના આરોપસર પોલીસમાં સોંપી દેવો પડયો હતો. ગેટ પર ગુનાને લગતાં વિધિસરનાં કાગળિયાંનું કામકાજ ઉકલ્યા બાદ અમલદાર, પોલીસો અને રસોઇઓ નવરા પડ્યા ત્યારે ટૂંકાવિરામ માટે, તેને બીડી ધરવામાં આવી. બરાબર તે જ વખતે લાગ જોઈ ફોજદાર સાહેબ સામે બે હાથ જોડી તેમના વિશ્વાસની યાચના કરતાં, ગેલમાં આવી જઈને, મનમાંને મનમાં મલકાતાં તેણે સૌના કુતૂહલ વચ્ચે ઘટસ્ફોટ કર્યો, "સાહેબ, જવાનીનો ઈસક કોઈને છોડતો નથી. બાકી શેઠ સાહેબનાં દિચરી જોડે કેમ ફાવવું ઈ કૉલેજના ચહમા પેરી રોફ કરતાં છોકરાઓને નો આવડે. હવે મારી તો જે થાવી હોય તે થાય. સરકાર ભલેને મને ફાંસીને માંચડે ચડાવી લે; પણ બેનના શરીર અને દિલમાં મારૂં નામ જે કોતરાયું છે, તે મિથ્યા થવાનું નથી..."

ફોજદાર સાહેબને શબ્દો પાછળ મર્માળું ઊંડાણ લાગ્યું અને લાભ ઉડાવાય, તો પુરવા જેવું લાગ્યું. તેમણે તેની લૂલી બંધ કરાવી તેના મોં પર મૌનનું ચોકડું ચઢાવી દેવરાવ્યું.

રસોઇયાને મેજિસ્ટ્રેટની કોર્ટ ભેગો કરવામાં આવે, તે પહેલાં શેઠે એકાએક નિશ્ચય પર આવી જઈને બનતી ઝડપે સુમોહાને મથુરાં અને વૃંદાવનની જાત્રાએ લઈ જવાની

તૈયારીઓ કરી નાખી અને બાકી ગોળીબારવાળા પેલા પોલીસ અમલદારને કહેવરાવ્યું હતું કે પેલા ડામીસ રસોઇયાને માફી અપાવી, સમજાવી પટાવી, ક્યાંક દૂર દેશાવર ભેગો કરી દેવો. વળી તેની જીભ હંમેશાં ડાચાના ડાબલામાં પુરાયેલી રહે તેટલા માટે જરૂર પડે તેટલા પ્રમાણમાં અને તેવી રીતે તેના હોઠ પર સોના-રૂપાનું તાળું પણ કરાવી નાખવું...

[ ૮ ]

# બચ્ચેકી અમ્મા ક્યા કહેગી ?



પોતાના જીવનમાં અને ખોબા સમોવડી પોતાની દુનિયા સાથેના વહેવારમાં કેવળ નિર્ભેળ દીનતા જ દાખવ્યે જતા દીનમણિ( -શંકર )એ પોતાના નામના પૂર્વાર્ધ "દીન" પદને અત્યાર લગી ચરિતાર્થ કરી બતાવ્યું હતું. યથાનામ ગુણો ધરાવનાર નરનારીઓ જ્યારે આપણા જમાનામાં જવલ્લે જ જોવા મળે છે, ત્યારે દીનમણિની સિદ્ધિ કંઈ નાનીસૂની ન ગણી શકાય. પરન્તુ આપણી આ વાર્તાના નાયકના કેટલાક તેજોદ્વેષી ક્ષુલ્લકાત્માઓ આ સિદ્ધિનું મૂલ્યાંકન એકદમ ઘટાડી નાખવાના બદઇરાદાથી અવારનવાર નીચેની હકીકતો વણીવણીને આગળ ધરે છે.

પહેલું, દીનમણિ સજ્જનના ખાટલામાં પેદા થઈ માત્ર જન્મે કરીને જ નહિ, પણ સંસ્કારે અને કર્મે કરીને પણ, દ્વિજ જ છે. બીજું, છેક બચપણમાં પિતા અને પછી માતા ગુજરી ગયેલાં એટલે દીનમણિને તેના એક ઓરમાન કાકાને

ત્યાં બકરીના દૂધ પર ઉછેરવામાં આવ્યો હતો. નાના ગામડામાં સંસ્કૃત પાઠશાળામાં તેણે વિદ્યોપાર્જનની શરૂઆત કરેલી એટલું નસીબજોગું કંઈક ઠીક હતું. ત્યાંની કારકિર્દી દરમ્યાન વરસના ત્રણસેં ને પાંસઠ દિવસોમાંથી તેના લગભગ ત્રણસેં ને પચાસ દિવસ તો સાયંકાળે "હરહર મહાદેવ"ની ઘોષણાઓ ગજવી લાડુ પર ત્રાટકતા ભૂદેવોની જમાત વચ્ચે બેસીને સમૂહ ભોજન કરવામાં નિર્ગમન થયા હતા. પરન્તુ ઘી, ગોળ અને ઘઉંની ગગ્ગાગોળીઓનો ઉપરાછાપરી અવિરત લાભ મળવા છતાં પણ જ્યારે દીનમણિએ ભૂદેવોને છાજે તેવું ગોળમટોળ કાઠું ન કાઢ્યું, ત્યારે દુનિયાને તેના કાકાએ તો એ જ ખુલાસો આપેલો કે, "અમારો દીનમણિ તો, ભાઈ, સાવ બળકણા સ્વભાવનો છે. એટલે જ તો શરીર આવું ટેંટા જેવું રહે છે. બાકી અમારે ત્યાં તો ભોળાનાથની કૃપાથી ખાધેપીધે લીલાલહેર છે." ત્રીજું, પોતાના 'ઉચ્છેદિયા' માટે પાછળથી સગાંવહાલાંમાં સાઢમારી ન જામે અને કૂતરાં ઉજાણી ન થાય તેવું ઝંખતા એક વયોવૃદ્ધ વિધુર દાનેશ્વરીની મદદથી દીનમણિને શહેરમાં જઈ, વધુ અભ્યાસ કરવાની તક મળી હતી. પેલા તેજોદ્વેષીઓ કહેતા કે, આવી રીતે બગાસું આવતાં મોંમાં પતાસું પામનારમાં હીર તે ક્યાંથી આવે ? ચોથું, હાઇસ્કૂલ અને કૉલેજમાં તેની 'સેકન્ડ લેંગ્વેજ' સંસ્કૃત —બ્રાહ્મણિયા— હતી; અને તત્ત્વજ્ઞાનનો વિષય લઈ, તે ગ્રેજ્યુએટ થયો હતો. ગૂજરાતી કવિઓના ડાયરામાં વૈરાગ્યનો કસુંબો ઘૂંટ ઘૂંટ કરનાર નિષ્કુલાનંદ, અખો, ભોજો ભગત એ તેના પ્રિય સાહિત્યસ્વામીઓ હતા. આથી દીનમણિમાં વિનમ્રતા, નિસ્પૃહતા અને નિર્લેપતાની ચાસણી કડક થઈ જવા પામે, તેમાં નવાઈ પામવા જેવું નહોતું. અને કૉલેજ

છોડયા પછી, જ્યારે તે એક પંતુજી બન્યો, ત્યારે તો તેના જીવન-આદર્શ માટે કોઇના મનમાં લવલેશ શંકા જ રહેવા ન પામી.

અધૂરામાં પૂરું, તેના દીનમણિત્વ ઉપર કીર્તિકળશ ચઢવા જેવો એક પ્રસંગ બન્યો, અને તે તેનું તેની જ્ઞાતિના એક નિવૃત થયેલા જડ્જની એકની એક લાડઘેલી, ફાટેલા મિજાજવાળી દીકરી સાથેનું પાણિગ્રહણ. છોકરીની મા સારુંનરસું કરવા રહેલી તેથી તે બાપડીનો કન્યાકાળ વ્યતીત થઈ ગયો હતો; અને તે 'ગોધા' જેવી થઈ ગઈ હતી. માને હવે કોઈ નરમ હડ્ડીનો આજ્ઞાંકિત મૂરતિયો જોઈતો હતો. ઈશ્વરનું એવું કરવું કે, છેવટે દીનમણિ સાથે રાગોજોગો ખાધો અને સૌ રૂડાં વાનાં થયાં.

દીનમણિએ પરણી નાખવાની વેઠ આસાની અને મગરૂરી સાથે ઉતારી...અને પછી તો ચાર પાંચ વરસો પસાર થઈ ગયાં. તેના દાંપત્ય જીવનનો ભમરડો હવે ખરેખરો ચાકમાં આવ્યો હતો. નિશાળનો વખત સાચવવા તે સવારના નાના બાબાના ઘોડિયાની દોરી ખેંચતો, મોટી બેબીને નવરાવતો ધોવરાવતો, વચેટ બાબાને ટપારી ટપારીને આંક ગોખાવતો તથા લેસન કરાવતો; અને ઘડી ઘડીમાં માંદી પડી જઈ, ફરિયાદોથી ઘર ગજવતી પત્ની માટે ભૂરાંટા ભૂરાંટા બનીને દવાખાને દોડાદોડ કરતા દીનમણિને સૌ કરુણાભરી દૃષ્ટિથી જોતાં...એની ઘડતર કથા રૂપે આટલો પૂર્વવૃત્તાંત.

[૨]

"હાય, હાય રે ! મારી મૂઈની તો કમ્બખ્તી જ બેઠી છે ને ! ! આવડા આ એક તો છોકરાં ભણાવવામાંથી ઊંચા આવવાના નથી અને મારું કામકાજ કેટલું રઝળે છે ! ! મને રાંડને જરાય તેમના તરફનો ટેકો નહિ ! બે સગાંનાં મોં પણ તેમની ભણવા–ભણાવવાની લાયમાં સાચવી શકાતાં નથી. સંસાર વહેવારમાં શું મોં લઈને પહોળાં પહોળાં થઈને ફરીએ !"

લગ્નગાળાની મંગળ મોસમની એક ખુશનુમા ગુલાબી સવારે કબજિયાતની ફરિયાદથી પીડાતી દીનમણિની પતિપ્રાણાએ, કુદરતે તેને ફાજલ પાડી આપેલા સમયમાં, ઉપરોક્ત શબ્દોથી ઘરના દૈનિકજીવનના એંજિનની ચાંપો દબાવવા માંડી. દીનમણિ એટલા પર દાણાની ગુણોના શણિયાથી મઢેલી આરામખૂરશી નાખી પોતાના વર્ગનાં દશબાર છોકરાંને સમૂહ–શિક્ષણ આપી રહ્યો હતો. ઉચ્ચારોની શુદ્ધિની અતિશય ચીવટથી કૃત્રિમ રીતે પણ ભાષણિયા ઝડપથી બોઘળા બહાર આવતો તેનો તીણો અવાજ, કાંસાની થાળી પર ડાંડી પીટાતી હોય તેવો રણકાતે હતો. ધૂનમાં ને ધૂનમાં તેણે બોલવાની ઝડપ એટલી બધી તો વધારી દીધી હતી કે, વિદ્યાર્થીઓ શીખવવામાં આવતા વિષયને ભૂલી જતા અને ગુરુ પ્રત્યક્ષ હોવા છતાં પણ અગમ્ય બની જતા જ્ઞાનને ચકળવકળ ડોળે ડાચાં પહોળાં કરીને તે દ્વારા ઝીલવા પ્રયત્નો કરતા હતા.

ગૃહિણીના હાયોદ્ગારવાચક ઉપરોક્ત પડકારે અધ્યયનની [મ]ગ્નલેબંધીમાં ગાબડું પાડ્યું. દીનમણિની વાગ્ધારાને

'સંયમફળ' લાગતાં જીભ થોથરાઈ ગઈ. સુકન્યાની (પત્નીનું નામ તે હતું) જીભને તાત્કાલીક ઢીલીઢસ કરી દેવા તે પલાંઠામાંનાં ચોપડાં આમતેમ ફગાવી, ઘરમાં ગયો. હવામાન તોફાને ચઢતાં ચંચળ પક્ષીઓ ઝડપભેર માળા તરફ નિવૃત્ત થાય છે અને સ્વરક્ષણાર્થે તેમાં લપાઈ જાય છે, તેમ વિદ્યાર્થીઓ પણ સમો પારખી જઈ, કામકાજ સમેટી લઈને બગલમાં ચોપડાં દબાવી દઈ, ઘર ભેગા થઈ ગયા. કોઈ અંદર ગુરુજીને પૂછવા જવા હિંમત ન બીડી શક્યું કે, આવતી કાલનું લેસન અને ટાઈમ શું છે!

જ્યાંથી સુકન્યાની રાડ આવી હતી ત્યાં કુશળ બાણાવળીએ તાકેલા લક્ષવેધી તીરની માફક આપોઆપ અને પૂર ઝડપે દીનમણિ આવી પહોંચ્યો. અહીં તેણે રામને વનવાસ અપાવવા રઢ લઈ બેઠેલી કૈકેયીને દશરથ રાજાએ જે હાલતમાં જોઈ હતી, તેવી જ હાલતમાં પત્નીને જોઈ. (વાંચક, પતિપત્નીનાં રિસામણાં મનામણાંની ક્રીડાઓ એક પવિત્ર ગુપ્ત વ્યવસાય છે. તેમાં તને ડોકિયું કરાવી, અમે અમારી લેખિનીને દુષિત થવા દેવા માગતા નથી, તેથી ફિલ્મનો એટલો ટુકડો કાપી નાખી વાર્તા આગળ ચલાવીએ છીએ. અમારી આ પ્રમાણિકતાનો કોઈ એવો ઊંધો અર્થ ન કરે કે, સ્ત્રીજાતિ આગળના પુરુષજાતિના હૃદયદૌર્બલ્ય પર સાક્ષરી કરામત દ્વારા અહીં ઢાંક પિછોડો કરવામાં આવ્યો છે.)

દીનમણિએ પોતાના જીવનધન સમું દૈન્ય આગળ કરીને ગૃહિણીના રોષનું નિગૂઢ કારણ જાણી લીધું. વાત એમ હતી કે, સુકન્યાના પિયરપક્ષનાં સગામાં બે ત્રણ

દિવસ બાદ કોઈનું લગ્ન આવતું હતું. તે પ્રસંગે સંતાનો સહિત ઊપડી જવા તેણે પાકો નિર્ધાર કર્યો હતો. પરન્તુ છોકરાં અને સુકન્યાને મનગમતાં કપડાંલત્તાં, બૂટમોજાં વગેરે નહોતું. આ બધાનું બજાર કરી લાવવાનું કામ તેણે પતિને કેટલાય દિવસથી સોંપ્યું હતું. પણ આવા પ્રાકૃત વ્યવસાય પાછળ દીનમણિથી જરાય લક્ષ આપી શકાયું નહોતું.

આજે રવિવાર હોઈ આ કામ માટે છેલ્લી તક હતી. તેથી પતિની સાન ઠેકાણે લાવવા સુકન્યાએ સવારમાં ઉપાડો આદર્યો હતો. દીનમણિની સબળાની શરણાગતિને પરિણામે સુકન્યાએ સંતાનોને અને પતિને તૈયાર કર્યાં અને તેમનું નાનકડું સરઘસ ઘર બહાર કૂચ કરતું નીકળ્યું. સુકન્યા બારણાં બંધ કરી ગઈકાલે રાતના વધેલા ખાવાનાને જરાતરા ગરમ કરી આજ બપોરનું ખાવાનું કરવાની તકલીફને ઓછી કરવા પાછળ મંડી.

* * *

બાર સાડાબારનો સુમાર થયો હશે. નાની મોટી ખરીદીઓનાં બંડલોથી લદાયેલો દીનમણિ તેનાં બે વાંદર-પૂછાંને પાછળ ઘસડાતાં મૂકી, ધૂનમાં ને ધૂનમાં આગળ ચાલ્યો જતો હતો. નવા બૂટ પહેરેલા હોવાથી છોકરાં વારંવાર ફૂટપાથ પર લપસી પડતાં હતાં અને ઝડપથી બેઠાં થઈ, નજીવું રડી નાખી, બાપાને આંબી લેવા દોડતાં હતાં. જરા વધુ ચાલતાં બૂટ ડંખવા મંડયા, તેથી તેઓ વિકળ બન્યાં હતાં, અને વારંવાર રસ્તામાં થોભી બાપાથી તદ્દન આઝાદ બન્યાની મઝામાં આવતા જતા લોકો, ઢોરઢાંખર,

વાહનો વગેરે સાથે તરેહવારની અવળચંડાઈ કરતા હતાં... ત્યાં તો...

"...સુભાન અલ્લાહ..."

"સુભાન અલ્લાહ"—આકસ્મિક ઝનૂનની વ્યગ્રતાથી એ શબ્દો બોલનારે પૂરપાટ જતી પોતાની મોટરગાડીને રોકવા આબાદ બ્રેક મારી. તેના કચુડાટ કરતા કર્કશ અવાજે તથા અસાધારણ ઘર્ષણથી રસ્તાની ફરસબંધી સાથે ઢસડાયેલાં મોટરનાં ટાયરોના અવાજે રાજમાર્ગ પર આહ અને અરેરાટી પથરાવી દીધી. એકદમ આસપાસ રાહદારીઓનું ટોળું જામી ગયું.

"અલ્યા, કોઈનું છોકરું મૂઉં..."

"ના, ના, મરી નથી ગયું, પણ..."

"પગે સજ્જડ ચોટ લાગી છે તેથી ખાસું બેભાન થઈ ગયું છે."

"જુઓ તો ખરા કોણ છે ?"

"પકડો સાલા મોટરવાળાને...કમબખ્તો દીંચીને હાંકવા બેસે છે."

મોટર હાંકનાર અદબભર્યો સ્વયંપ્રેરિત બહાર આવ્યો અને ગુનેગારની દીનતાથી જરા ઊભો રહી પોતાની મોટરના બલી બનનાર પર ઝૂકયો.

તેને ઝૂકતો રોકવા અને પોતાની બહેનને આ બધા શું કરશે તેનો ખ્યાલ ન આવી શકવાથી બચુડાએ બેંકડા મારી વાતાવરણને બેઆકળું કરી મૂકયું. કૌરવપાંડવોના યુદ્ધ

વખતે કુરુક્ષેત્રમાં વાગેલા પાંચજન્ય શંખને પણ ભુલાવે તેવા બચુડાના રુદને પચાસ સાઠ વાર દૂર ચાલ્યા જતા દીનમણિને "પીછે ફેરા" થવા પ્રેર્યો. તેણે મોટા ટોળાને કોલાહલ કરતું જોયું.

"શું થયું પાછું ?" માથું ખંજવાળતાં દીનમણિ બબડ્યો. "આ ધમાલમાં બચુડો, કીકી ક્યાં હશે. આટલામાંથી કોને કહું કે ગોતી આપે ?" તે ટોળા તરફ ગયો પણ ટોળાને વીંધવાને બદલે છોકરાં શોધવા તે આજુબાજુ ડાફેરિયાં મારવા લાગ્યો.

"દૂર હટો...હમ ઉસકો અસ્પતાલ લે ચલેગા..."

અકસ્માતના ભોગ બનનારને ઉપાડવા જતા પેલા ગુનેગારે ટોળાની પરવા ન કરતાં ઓપતું કારણ ફેંકી દોલાચલ મનોવૃત્તિથી પોતાનું કામ કરવા માંડ્યું.

"એઈ, કોઈ એના હાથ ચો છોકરીને અડકવા ન દેશો."

"પણ છોકરાં કોની જોડે હતા ? તેને બોલાવોને એટલે તે સૌ ભાંજગડ ફૂટી લેશે..."

"અરે, પણ એવડો એ છોકરીને ઉપાડી ભાગતો થાય તે પહેલાં પોલીસને બોલાવોને..."

"પોલીસ...પોલીસ..."

"પોલીસ..." શબ્દ કાને પડતાં ગુનેગાર થોભ્યો, અને ચમક્યો. એક વખત ધક્કામૂક્કી કરી નાસી છૂટવા પણ પ્રેરાયો. પરન્તુ પોતાની કસુરથી પટકાઈ પડેલી પેલી બાળકીના ચિત્રે તેની પાંચ મણની પડછંદી કાયા ધરાવતી મર્દાનગીને પડકારી. પોતે એક સરહદી કદાવર પઠાણ હતો. દેહ પરની

સુઘડતા, હાથમાંનું ચામડાનું હંટર, જરીબુટ્ટાથી ભરેલા ગુલાબી મખમલના જાકીટને ઉપલે ખિસ્સે ઝૂલી રહેલું ઘડિયાળનું સોનાનું ચેન વગેરે તેના જલદ અને જલ્લાદી વ્યક્તિત્વનાં વ્યંગભાષી સાક્ષી હતાં. તેની લાંબી ખૂણાળી આંખોમાં સુરમાનાં અંજન હતાં. તેનાં સાદી રીતે હોળેલાં ચકચકિત લાંબા વાંકડિયાં ઝુલ્ફાંમાંથી તાજા મોગરા અને ચંપાનાં ફૂલોની ખુશબોના ફુવારા ઊડતા હતા. તેના આ દિદાર પાછળ લાપરવા બેદરકારી હતી, દુનિયાને ઘોળી પીનારની નિષ્ઠુરતા અને નફ્ફટતા હતાં. પરન્તુ પ્રસંગની નાજુકતાએ તેના અંતરમાં છેક ઊંડે મૃત્યુપ્રાયઃ થઈ પડેલી માનવતાને અમી છાંટી સળવળાવી હતી. પરિણામે અંદરથી છલકાઈ આવી તેની આંખોમાં જમા થતી લાચારી તથા સહૃદયતાએ તેના મોંને ક્ષોભથી લાલ લાલ કરી મૂક્યું હતું.

ટોળાના બડબડાટોને તથા આજુબાજુ શું ચાલી રહ્યું છે તેને ન ગણકારતાં જે કંઈ પગલાં લેવાય તેને આધીન થવા પોતે તૈયાર છે તેવો વર્તાવ દાખવતો તે ઊભો. અંતર્મુખ બનીને તે અલિપ્ત ઊભો હતો. એક હાથ છાતી પર અદબમાં વાળેલો રાખી બીજા હાથે દાઢી પંપાળતાં સજળ નેત્રે તે બબડતો હતો.

"યા ખુદા! બચ્ચે કી અમ્મા કયા કહેગી? યે ફૂજરમેં કીસકા મું દેખા હોગા? મેરેસે યે કયા હો ગયા? ખુદા... ખુદા...અબ બચા લે. બચ્ચેકી અમ્મા કા ગુસ્સેસે મુઝકો બચા લે. મૈં કયા સુરત લે કર ઉન્કી સામને ખડા રહુંગા."

છોકરીને વગાડવા માટે તેની મા પોતાને શું ઠપકો આપશે? આ વિરાટ કાય, ક્રૂર દેખાતો પડાણ માના કોમળ

વ્યક્તિત્વમાં કેવું તાકાતવાન ચંડીસ્વરૂપ જોઈ રહ્યો હતો ?! માનો રોષ તેને જ્વાલામુખીના ધખધખતા અગ્નિપ્રલય કરતાં પણ કેટલો દારુણ જણાતો હતો ?! આ બીક આગળ તેને પોલીસની બીક જરા પણ વિસાતમાં નહોતી. શહેરના ભૂગર્ભની નર્કાગાર સમી દુનિયાનો તે બેતાજ રાજા હતો. જુગાર, શરાબી, રંડીબાજી, સશસ્ત્ર ધાડ, ખૂનો એ સૌ તેની અમાનુષી લીલાની માતબર ભૂતાવળ હતી. એટલે પોલીસનું આગમન તો તેને માટે ખતરનાક ખટલો ઊભો કરે તેવું હતું. સરકારને તેણે જેવી તેવી થાપ અને ગપાટા નહોતી ખવરાવી. તેના નામે ઘણી વખત પોલીસ પણ થથરી ઊઠતી. પણ બેઉ વચ્ચે વર્ષોથી ચાલતી સાપ નોળિયાની લડાઈનો આ ખેલાડી તો પોતાનાં કલ્પનાચક્ષુ સમક્ષ ઓર ચિત્રો જોઈ રહ્યો હતો. અને અંદરથી વલોવાયે જતો હતો. ઓરત જાતને રંડી કહી તેની સાથે હવસખોરી ભર્યો વહેવાર રાખનાર આ પડાણને માતૃત્વનો ખ્યાલ જ ક્યાંથી આવી શકે ? અને તેના તરફની તેને આટલી બધી ભડક પણ શી ?

* * *

હિમથી અચ્છાદિત થયેલા હિંદુકૂશ પર્વતોનાં શિખરો તેના મનશ્ચક્ષુઓ સમક્ષ ખડાં થયાં. નગાધિરાજોની ગગનચૂંબી ઊંચાઈને માપતી માપતી તેની નજર નીચે ઊતરતી ચાલી. ખીણમાં એક હિમગંગાના કિનારે વસેલું નાનું ગામડું તેની નજરે આવ્યું. તે હતું તેનું માદરવતન. એક ઉમરાવ કુળની છબીલી બીરુ કન્યાને પોતાના જોબનવંતા પુરુષત્વના પ્રેમમાં ગરકાવ કરી એક સિપાહસાલાર તેને ભગાડીને અહીં લઈ આવેલો અને તેની સાથે શાદી કરી પોતાનું પરાક્રમી જીવન

ગાળવા માંડેલું. પેલી ઉમરાવજાદીના ખોળાને ખુદાએ ચારેક વર્ષના ગાળામાં બે બચ્ચાંઓથી સંપત્તિભર્યો બનાવી મૂક્યો. નાનું સંતાન તે પોતે—સુજાતખાન. ગામ પર દુશ્મન ટોળીનો એક વખત હુમલો થતાં વીરતાપૂર્વક રક્ષણ કરીને બાપ બહિસ્તનશીન થયો. કુટુંબના નિર્વાહ અર્થે મા બે ટાબરિયાંને લઈ ભાગી છૂટી. કુદરત અને લૂંટારુઓ સામે લડતાં આખડતાં તેણે પ્રદેશની ભોં ગૂંદી નાખી. તેમાં ચાર વરસ વીત્યાં. બાળકો મોટાં થયાં. કાઠાં કાઢ્યાં. માને મદદરૂપ નીવડ્યાં. નાનાએ માનું ખમીર બરાબર પારખ્યું. માએ મોટાની શાદી કરી ફૂટડી પઠાણ કન્યા ઘેર આણી. દિયર તેનો લાડિલો બન્યો. ભાભીની સેવા ચાકરી અને સ્નેહભર્યા વાતાવરણમાં તેને ઝાડપાન વિહોણી આ ડુંગરાળ ભોંય પર સ્વર્ગ જણાયું. કોણ જાણે કેમ, પણ મા ઓચિંતી થોડાક જ મહિનામાં એકદા મરણ પામી. ભાભીના હાથમાં ઘરની સત્તાની લગામ આવી. અમ્માની જગ્યા ભાભી પૂરતી હતી, પણ તેમાં વાત્સલ્યને બદલે કંઈક જુદા જ રંગરાગ હતા. સમયે સ્પષ્ટ કર્યું કે, ભાભી પોતાના દિલ સાથે ખેલ કરવા મથતી હતી. તેને પોતે ગમી ગયો હતો, પણ ભાઈની ઓરત સાથે ઇશ્કબાજી ખેલવી એ કેવી નાપાક હેવાનિયત! પ્રેમની અવગણના થતાં તે છંછેડાઈ. કિન્નાખોરી એ જ હવે તો જવાબ હોઈ શકે. પરિણામે ભાઈ ભાઈ વચ્ચે ખંજરો ખખડ્યાં. કુટુંબને તારાજ કરી પોતે ચાલી નીકળ્યો. ઓરત જાત રંડી છે ને તેના પર વેર લેવાવું જોઈએ તે ગણત્રી સાથે સરહદ પ્રાંત, પંજાબ, દિલ્હી, સંયુક્ત પ્રાંતો, રજપુતાના અને છેવટ ગુજરાત. વર્ષોનાં વર્ષો પસાર કરી અનેક બદીઓ, લતો, કુટેવો ઊગતી ઉમરે શીખી, તેમાં ઘડાઈ તે આજનું બિહામણું

સ્વરૂપ પામ્યો હતો. તેણે નારીનાં જોયાં હતાં માત્ર બે જ સ્વરૂપો. બેવફા રંડી અને માતા...ચિત્રપટનો છેડો સંકેલાતાં તે સહસા બોલ્યો.

"બચ્ચે કી અમ્મા ક્યા કહેગી ?"

—અને છેવટે ગડમથલ પછી ભીડ ચીરી દીનમણિ ખુદ બનાવવાળી જગ્યા પર હાજર થયો. બચુડો તેને બાઝી પડયો અને તેનાં લુગડાં ઝાલી રસ્તાની ફરસબંધી પર પટકાયેલી કીકીને બતાવતાં તેના તરફ ખેંચવા લાગ્યો. દૃશ્ય જોતાં જ તેનો 'કમજોર ઓર ગુસ્સા બહોત' જેવો મિજાજ સાતમા આસ્માને ચઢી ગયો. ટોળાને લાગ્યું કે, છોકરાંનો રણીધણી આવ્યો. પ્રેક્ષકોએ તેને શિખામણો, ઉશ્કેરણી, પ્રોત્સાહન, દિલાસો વગેરે પોતપોતાની મતિ અનુસાર આપવા માંડયું. તેથી દીનમણિ મગજની કોઈ ઓર ગેલમાં આવી ગયો. ભૂત વળગેલો માણસ પોતે ન શિખ્યો હોય, તેવી કોઈ અગમ્ય ભાષા કડકડાટ બોલવા માંડે, તેમ સબળ જડબેસલાક હિંદીમાં તેણે ફેંકવા માંડયું. તેની આ લાચરી સાથે ટોળાનું કકળાણ પણ વધ્યું. મામલાને કેવી રીતે શીરોબિંદુ પર લઈ જવો અને થાળે પાડવો, તેનાં વણ માગ્યાં વિવિધ સૂચનોની ઝડીઓ વર્ષવા લાગી.

દીનમણિએ સુજાતને જોયો, ટોળાનું પીઠબળ વિચારી તેણે ત્રાડુકો કર્યો.

"અય હેવાન, કયા એ લડકીકા એકસીડેન્ટ તુંને કીયા ?" ત્રાડુકા છતાં પણ જ્યારે તેણે ગુનેગારને શાંત અને લાચાર જોયો, ત્યારે તો દીનમણિએ ગાનમાં પહેલવહેલી

વખત પોતાના નામાર્થને જુદો પાડી તાળવે વરાળ ચઢાવવા માંડી. "તુમ લોગો સમઝતે હો ક્યા? ગુજરાતમેં આ કર રોટી ભેગા હોતા હો, ઔર ફાટ જાતે હો. આજ અભી હમ તુમારા પૂરા જુવાબ લેંગે, ક્યા સમઝે?" પોતાના ઉર્દૂમાંથી પઠાણ ગુજરાતી શીખી જાય તેવી ભાષા દીનમણિ વાપરતો હતો. "માસ્ટર સહાબ, મેરા કસુર હો ગયા. મેં યે બાતકા તો ઇન્કાર નહિ કર શકતા હું. મેં સજા કે લીયે તૈયાર હું, મગર મુઝકો મુઆફ કિજિયે. મેરા જી જલ રહા હે. બચ્ચેં કી અમ્મા કો મેં ક્યા જુવાબ દુંગા. કીસ મુંહ લેકર ઉન્કી સામને ખડા રહુંગા."

"ઢોંગી પાજી! હમ તુમકો પોલીસમેં ઔર કોર્ટમાં લે જાઉંગા. ઔર સઝા કરા કર હાથ પાઉં મેં બેડી નંખાઉંગા તુમકો જેલમેં જાના પડેગા ઔર વહાં પથ્થર તોડના પડેગા."

ગાજી ગાજીને બોલતા દીનમણિના મુખ પર ઉદ્દીપ્ત થયેલા ભાવો આજીવન યાદ રહી જાય તેવા હતા. ઘાંટો, હાવભાવ અને હાથના લહેકાથી પોતે વીરરસે રસેલા નાટકના નાયક સાથે હરીફાઈમાં ઊતરવા, જાણે કે, મથતો હતો. પરન્તુ બળદ કેવડો મોટો છે, તે પોતાની માને દેખાડવા પેટ ફુલાવ્યે જતા ફુલણજી દેડકાને જોવામાં જેવી મઝા પડે, તેવી મઝા અત્યારે તો દીનમણિ સૌને પમાડી રહ્યો હતો. અત્યારે આ માનવસભેકડું પતરાજીભરી અહંતાનો ભોભ બનીને ઊછળવા મથતું હતું.

"અરે મિસ્ટર, આ પઠાણ નાસી જાય, તે પહેલાં પોલીસને ગેટથી બોલાવી આવોને, ભલા માણસ." ટોળાએ

દીનમણિએ શું કરવું જોઈએ, તેના કાર્યક્રમનાં ચક્રો ગતિમાન કર્યાં.

"અબ ઇધર ઠેરના," સુજાતને ફરમાવી દીનમણિ ટોળા તરફ ફર્યો. અને જાણે કે તેઓ પોતાના નિશાળિયા હોય, તેમ કહેવા લાગ્યો. "ભાઈઓ જોતા રહેજો, આ હરામખોર નાસી ન જાય..."

આ બધું બન્યે જતું હતું, તે દરમ્યાન બચુડા અને કીકીના કકળાટિયા રૂદનનું પશ્ચાદ્ભૂમિકાનું સંગીત તો એકધારું ચાલુ જ હતું. જોવાની ખૂબી તો એ હતી કે, કીકી હજુ તો અકસ્માતવાળી જગ્યાની વીરશૈયા પર જ સૂતેલી હતી. હિટલરના સાથિયા જેવા તેણે હાથપગ ફંટાવેલા રાખ્યા હતા અને ચત્તાપાટ પડી હતી. લાગતું હતું કે, કોઈ તેને ઉઠાડે કે ન ઉઠાડે, તેની તેને ખાસ પરવા નહોતી.

એક તરફ ટોળાને ફરી પાછું વીંધી પોલીસને બોલાવવા દીનમણિ ધૂઆંપૂઆં થતો ઊપડ્યો, ત્યારે થોડી જ વારે ઊંધી દિશામાંથી પોલીસદાદા ડંડૂકા હલાવતા હલાવતા ટોળા વચ્ચે ઉપસ્થિત થયા. સુજાતને તેણે જોયો અને ઓળખી લીધો. બળિયા સાથે કામ પાડવાનું મનમાં ને મનમાં માંડી જ વાળી, તેઓ ખાતાની ખાસિયત પ્રમાણે પોતાની હિલચાલ જુદી જ દિશામાં કરવા લાગ્યા. સુજાતે તેના પ્રત્યે દુર્લક્ષ કર્યું; પણ કળી લીધું કે, સરકારના 'કાયદા અને વ્યવસ્થા'નો ભય રાખવાનું કંઈ જ કારણ નથી. પોલીસદાદાએ બે ચાર જણાને લબોચામાંથી ઝાલી આઘા પાછા કર્યા અને છોકરીને ઉપાડી કોઈ દૂકાનદારના ઓટલા ભેગી કરી. તેણે

સુજાતને નાસી છૂટવા તક આપી; પણ તે તો તેના પ્રત્યે આંખ આડા કાન કરી ઊભો હતો. સુજાત સમજ્યો નથી, એવું માની પોલીસદાદાએ તેને નાસી છૂટવા પણ સાંકેતિક ભાષામાં જણાવી દીધું. પણ ઇમાનના તોરથી સુજાતખાન ત્યાંથી ખસ્યો નહિ. દીનમણિ પોલીસચોકી તરફ ધપતો હતો, ત્યારે તેનાં એક જૂનાં શિષ્યા સામેથી આવતાં દેખાયાં. તેથી ઝડપ તજી દઈ તે ઠાવકો બન્યો અને સભ્યતા દાખવતાં ચાલવા મંડ્યો.

"ઓ હો...કેમ સાહેબજી!" ઓગણીસ વીસ વર્ષની એ નવયૌવનાએ ગુરુજીને સસ્મિત વંદન કરીને રોક્યા. ગુરુજીએ વર્ષો બાદ આ મુખડું ફરી જોયું હતું; તેથી થોડી મિનિટો તેની સાથે વાતચીતમાં ફાજલ પાડવા માટે તે અકળ રીતે લોભાયો.

"ઓહો! સૌદામિની બહેન કે? અહીં ક્યાંથી? બોલો, કહો, શું ચાલે છે? અભ્યાસની બાબતમાં કેમ છે? એમ. એ. ના પહેલા વર્ષમાં હશો! ખરું? પિતાશ્રીની તબિયતના કાંઈ સમાચાર? મોટી બહેન વિલાયતથી આવી ગયાં, કે ત્યાં મજામાં છે? બચુભાઈ તો હવે સીકસ્થમાં હશે. બ્રાઇટ બૉય! તમારા કુટુંબની સંસ્કારિતાની શી વાત કરવી?"

પણે દીકરીને અકસ્માત થયો છે ને પોતે પોલીસ બોલાવવા દોડે છે, તે મુદ્દો આ સબ્બી મરદ કોણ જાણે કેવીય રીતે ભૂલી જ ગયા. પેલી નવતરુણીને જોતાં તેણે જાણે જુદા જ પ્રકારની ચિત્તાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. એક પણ પ્રશ્નનો ઉત્તર મળે, તે પહેલાં તેમણે વીસ પચ્ચીસનો તો સામેથી ખડકલો કરી મૂક્યો; અને સૌદામિની બહેનને

લેતેક્ને શિક્ષકસુલભ વેવલાઇના કૂવામાં કૂદી પડચા. સૌદામિની બહેને પણ સાહેબજીને લસબસતા વાર્તાલાપની લપેટમાં ખૂંતાવી દીધા.

"ચતુર્વેદી સાહેબ, સૌ મઝામાં છે. હું ઇન્ટરમાં છું...." વગેરે આડાઅવળા ઉત્તરો શિષ્યાએ આપ્યા. વાતનાં ચૂંથણાંમાંથી દીનમણિને માલૂમ પડયું કે, બહેને હજુ કૌમાર્યના સ્ટેશનેથી ગાડી ઉપાડી નથી.

—"એટલે શું તમે લગ્ન કર્યાં જ નથી? હમણાં ત્યારે તો કરવાનો ઇરાદો સરખો પણ નહિ હોય! માય ગોડ! ગજબનાક છોકરી! મને પહેલેથી જ તમારા સ્વતંત્ર પ્રતિભાશાળી વ્યક્તિત્વની જાણ હતી અને તેને કારણે માન હતું. મને લાગતું જ હતું કે, આ છોકરીને સમજી શકનાર અને તેની સાથે કામ લઈ જગતને યશસ્વી અને આશાસ્પદ જીવનનો લાભ આપનાર કોઈ જ નીકળવાનું નથી. તમારી રગેરગને જો કોઈ પણ યથાર્થ પિછાની શક્યું હોય, તો તે હું જ હતો. તમારા ઘડતર, ભાવનાઓ અને મહેચ્છાઓથી હું કંઈ ઓછો જ અજાણ્યો હતો? વેલ...વેલ...વેલ... ત્યારે તો તમે એકાકિની રહી જનસેવાનો ભેખ લીધો છે. સાંભળીને અતીવ આનંદાવેશ અનુભવાય છે."

"તેમાં પણ મારો કાર્યપ્રદેશ તો અમારી જાતિ જ—સ્ત્રીઓ જ—છે. આજે તેના ઉદ્ધારનો પ્રશ્ન મોટો છે. લગ્નથી હું કેટલી બધી બંધનમાં મુકાઈ જાત?"

"ગુડ આઇડિયા...મને પણ તમારા લોકોની દુઃખદ અવદશાથી ગ્લાનિ તો થાય છે; અને હું પણ તમારા

કાર્યક્ષેત્રમાં ઘણો રસ લઉં છું...માત્ર કંઈ સક્રિય નથી બની શકતું." એક આંખે નહિ દેખતા બિચારા કાણાની દયા કોઈ આંધળો ખાય, તેવી અનુકંપાથી દીનમણિએ સ્ત્રી-જાતિને મદદ કરી છૂટવાની પોતાની તમન્ના પ્રદર્શિત કરી.

—" પણ સૌદામિની બહેન, તમને તમારા આ વિશાળ, અકલ્પ્ય, વિરાટ, વિકટ, અમર્યાદિત, અબાધિત, ગંજાવર, ગગનચુંબી, મહાસાગર જેવા કાર્યક્ષેત્રમાં નિષ્ઠાવાળા, વિચારશીલ, શાંત, ધીર, ગંભીર, બહોળા વાચનવાળા, લાંબી દૃષ્ટિવાળા, સ્વતંત્ર મિજાજના, મહત્ત્વાકાંક્ષી, વિનયી, કર્તવ્યમાં ધગશવાળા, પુરુષ કાર્યકરોની પણ જરૂર પડશે જ. કારણ કે, એક હાથે તાળી પડતી નથી. સેવાનું કામ રહ્યું... જેવું તેવું ના સમજશો. સેવા એટલે સેવા; અને કરનાર સામાને ખવડાવે મેવા. તેમાં સ્વાર્થ ન ચાલે, લાલચ ન જોઈએ, દિલચોરી ન નભાવી લેવાય; શિથિલતાને ભગાડે જ છૂટકો. નિશાળિયાની નિયમિતતા જોઈએ... વળી પૈસા ટકાનું કામ રહ્યું. ચારિત્ર્ય પહેલી વસ્તુ. લોકોને લવલવ કરવા દેવા..." દીનમણિની બુદ્ધિ 'વાડામાંથી પાડું એક ને છૂટું થઇને નાડું છેક' જેમ બોલીબોલીને રવાડે ચઢી ગઈ. નાનાં છોકરાંઓ દેખાળા મારતાં હોય, અને દેડકા જેમ અવ્યવસ્થિત નાસભાગ કરે, તેમ દીનમણિએ થોડું સુસંગત બોલી, ભાન વગરનું ભરડવા માંડયું હતું.

આ ગાડું આમ કયાંય લગી હંકાયે જાત, પણ તેવામાં પોલીસદાદાએ તેમની ભાળ કાઢી ઃચાકુ ઠેકાણે આણ્યું. પોલીસને જોતાં મામલો શું છે, તે જાણવાની પણ પરવા કર્યા વગર સૌદામિની બહેન પૂંઠ ફેરવી રસ્તે પડવા લાગ્યાં.

"લો ત્યારે, સૌદામિની બહેન, આવજો...રવિવારે હું ઘેર રહીશ. જરૂર આવજો. આ બાબતમાં ખૂબ ચર્ચા કરી લઈશું. ચાલો ત્યારે સાહેબજી."

"આ બાઈ કોણ છે, મિસ્ટર?" પોલીસે જરા ડેકડી કરી લઈ, દીનમણિના ગાડાને ચીલામાં ચડાવવા કાયદેસર પગલાં ભરવા માંડયાં.

"તે અમારાં એક...એક...એક... બહેન છે..." દીનમણિએ ખાખી ડગલી જોઈ, રીતસરની વાત કરવા ગલ્લાં તલ્લાં મારીને શરૂઆત કરી. હવે તેને પોતાનું અસલ કામકાજ સાંભર્યું. તોફાની ગાંડાને ગાંડાની હૉસ્પિટલનો વૉર્ડન તેની કોટડીમાં પુરવા લઈ જાય, તેવી અદાથી પોલીસ દાદા તેને મજકૂર બનાવવાળી જગ્યાએ લાવ્યા અને પૂછ્યું:

"મિસ્ટર, આ અકસ્માતની બાબતમાં હવે શું કરવું છે?"

"બસ, આ હેવાન પર હું કામ ચલાવવા માગું છું. મને પૈસા ખર્ચવાની પરવા નથી."

"પણ, અરે મિસ્ટર!"

"છટ નોન્સન્સ! તમે પોલીસો તમારા મનમાં શું સમજો છો? તમે શું કહેવા માંગો છો? એ બદમાસની મોટરનો નંબર લઈ લો. સાળાને પાંસરો કરો."

"ઓહો..." પોલીસે તોરથી ઉચ્ચાર્યું.

"એટલે? ઓહો એટલે? આ કોંગ્રેસ સરકારનું રાજ છે. સમજ્યા જમાદાર સાહેબ, હું કહું છું કે, આ ડામીસને અત્યારે ને અત્યારે હાથ કડી કરી, ગેટે લઈ લો."

"મિસ્ટર, કાયદો કંઈ તમારા ઘરનો નથી, થતું હશે તે થશે. હવે જરા જીભ ઠેકાણે રાખીને ધીમેથી બોલો. તમે મોટા જેટલીમેન છો તે જોયા..." લોકોને આ સંવાદમાં મઝા આવી.

"શું ત્યારે મારે આ હેવાનને જગતભરનાં છોકરાંને તેની ઠાઠિયા જેવી મોટર તળે કચડીને મરી જવા દેવા માટે છૂટો રહેવા દેવો? આજે મારી કીકી, તો કાલ તમારો બાબો...એ નહિ બને..."

"મિસ્ટર, એ જોવાની મારી ફરજ છે. તમને હું જેમ કહું, તેમ કરો. મારી સલાહ વાજબી ન લાગે, તો કોઈને પણ પૂછી જુઓ. તમારે સાક્ષીઓ લાવવા પડશે. તો કહો કે, અહીંથી તમારો કયો સગલો આવશે?"

"તો પછી..." દીનમણિ જરા અંતરાયો.

"મિસ્ટર, ઢીલા પડો. જરા વિચાર કરો. કામ ચલાવવામાં તમારી મિટ્ટી થઈ જશે. રાતદિવસ પોલીસ કૉર્ટના ધક્કામાં અર્ધા થઈ જશો. મૂળે તો ટેંટા જેવા છો, અને ખર્ચના ખાડામાં ઊતરી પડશો." પોલીસ દાદાએ બીજાઓ ન સાંભળે, તેમ સલાહના લેલા લગાવી લગાવીને તેમને ધોળવા માંડયા. બીજા બે શાણાઓની સલાહ પણ એવી જ પડી.

"ત્યારે મારે કરવું શું?"

"જુઓ હું તમને રસ્તો કાઢી આપું. આ પઠાણની મોટરમાં તમે છોકરીને ડાકટર કે હાડવૈદને ત્યાં લઈ જાઓ. તમને થતું સર્વ ખરચ તેની પાસેથી હું તમને અપાવીશ.

અને તમને તે ઘેર પહોંચતા કરશે. ” રસ્તામાં પઠાણ તેની એકલતાનો લાભ લઇ તેને મારશે કરશે નહિ, તેની પાકી ખાતરી તેણે પોલીસ પાસેથી ખાનગીમાં લઈ લીધી.

દીનમણિ સમજાઈ પટાઈ ગયો. પોલીસદાદાએ સુજાતખાનને જરા આવો પાછો કરી, સમજાવી, થોડો ઘણો ખંખેરી લીધો; દીનમણિએ પણ તેનો લુખ્ખો અહેશાન ન માન્યો. છેવટે કીકીને મોટરમાં સુવાડી, તથા બચુડાને જોડે બેસાડીને સુજાતખાન અને દીનમણિ જોડાજોડ આગલી સીટે બેસી હાડવૈદને ત્યાં ઊપડી ગયા. મોટર ચલાવવામાં પૂરતી સાવચેતી રાખી, રોષે ભરાયેલી અમ્માના કાલ્પનિક ચિત્રને જરા પણ દૂર ન કરતાં સુજાતખાન અન્યમનસ્કપણે એક જ વાક્ય ઉચ્ચારતો હતો. “ બચ્ચેકી અમ્મા કયા કહેગી, એ પરવર દિગાર અલ્લાહ ! ” પડછંદ પઠાણની જોડે બેઠેલો દીનમણિ ડબાઈ જઇને ચૂપ જ થઈ ગયો હતો. તેને પોતાનો સ્વભાવ સોએ સો ટકા સ્થિતિસ્થાપક લાગ્યો. તેથી કંઈ તેને જેવો તેવો સંતોષ નહોતો વળ્યો. “ **क्षमा वीरस्य भूषणम्** । ” પોતાના ડહાપણને મનોગત રીતે વખાણતાં વખાણતાં દીનમણિ આ સૂત્રને જ લવતો હતો.

છેવટે હાડવૈદને ત્યાં આ લાવલશ્કર ઊતરી પડયું. સુજાતખાને જાતે છોકરીને છાતી અદ્ધર ઉંડાવીને અંદર લીધી અને કાકલૂદી ભરી ભલામણો કરી, પગનું હાડકું બરાબર ગોઠવી પાટાપુડી કરવા ભલામણ કરી

હાડવૈદે પણ આમ તેમ તપાસી, મનમાં હસી લીધું. તેણે છોકરીને ઢોંગ કરતાં સારી પેઠે રડવા દીધી. આ રુદન ન સહન થતાં સુજાતખાન દુકાનના ઓટલા તરફ ગયો. ત્યાં

તો બચુડાએ નવું જ નાટક ભજવી બતાવવાની શરૂઆત કરી હતી. હાડવૈદના કાકાકૌવા સાથે ખેલદિલી કરવા જતાં તેની આંગળી તેની ચાંચમાં આવી ગઈ હતી. તેથી એકને બદલે બે બ્યૂગલો ફુંકાવા મંડયાં. બચુડાને ઉપાડી સુજાતખાન જરા બહાર લઈ ગયો અને તેને ચોકલેટ, રેવડી, કાજુ વગેરે ખાઉખાઉનાં પડીકાં અપાવ્યાં.

હાડવૈદે ટચાકા બોલાવી હાડકું બેસાડયું અને જાડો રગડાનો લેપ લગાવી, સસલાનું બચ્ચુ તાણી બાંધ્યુ હોય, તેવો પાટો લપેટી આપ્યો. કામ ખલાસ થતાં સુજાતખાને દશનું નોટ ફેંકી હાડવૈદને પૂછ્યું કે, હવે કેટલી વખત પાટાપુટી માટે આવવું પડશે ? જવાબ મળતાં ગણતરી કરી તેણે સોનું લીલું નોટ દીનમણિના હાથમાં આગ્રહ ને આજીજીપૂર્વક મૂકવા માંડયું, પણ દીનમણિએ તે લેવા આનાકાની કરી. ગમે તેમ તોય બ્રાહ્મણનું લોહી ખરું ને !

"બાબુજી, યે પત્તી લીજીયે."

"કયા હમ કોઈ ભિખારી તો ઓછા હી હૈ"

સુજાતખાનનો આગ્રહ વ્યર્થ ગયો. બધાં મોટરમાં ગોઠવાઈ ગયાં અને સીટી મેજિસ્ટ્રેટ સત્તાશીલ ગંભીર મોં રાખી, હુલ્લડ વખતે પોલીસવડાને સૂચનો કરે, તેમ દીનમણિએ કયા રસ્તે, કઈ બાજુએ મોટર હંકારવી, તેની સૂચના સુજાતખાનને આપવા માંડી. જેમ જેમ ઘર નજીક આવતું ચાલ્યું, તેમ તેમ સુજાતખાનની ચિંતા ટોચે પહોંચવા લાગી. નાલાશીની લાગણીથી તેનું હૃદય કોરાઈ જતું હતું. દીનમણિને પણ પત્નીના ઠપકાની બીક જેવી

તેવી નહોતી. તેથી બચાવનામું ઘડી કાઢવાની ભાંજગડમાં તે પણ રચ્યો પચ્યો મંડયો હતો, બચુડો સુજાતખાનની નમ્રતાનો લાભ લઈ, તેની સોડમાં ભરાયો હતો અને મોટરના હોર્નનો કબજો લઈ, તેને વગાડ વગાડ કરવામાં અવળચંડાઈનો પૂરો આનંદ લેતો હતો. કીકી ત્રણ કલાકથી લાગલાગટ રડી હતી તેથી તેનું ગળું ખોખરા નરવા જેવું બની ગયું હતું, છતાં પણ, તેણે ભાંભરવાનું છોડયું ન હતું.

છેવટે ઘર આવી પહોંચ્યું. "હાં, અબ ઇધર ખડી રખો." કલાકોના કલાકો વીતવા છતાં, પતિ અને બાળકો ન આવ્યાં, તેથી સુકન્યા રાહ જોઈ જોઇને ખૂબ કંટાળી જઈ, પાડોશીને ત્યાં ગપ્પાં હાંકવા અને બપોરની ચાનો કાર્યક્રમ બારોબાર પતાવી દેવા ઊપડી હતી. બારણે કોઈ મોટર આવીને ખડી થઈ છે ને તેમાં માસ્તર છે, તેવા વાવડ મળતાં, તે પુનઃ ચંડિકા સ્વરૂપ ધારણ કરી, ઘરને ઓટલે આવી. અને બરાબર મધ્યમાં સ્ટંપની પાછળ વીકેટ કીપીંગ કરવા ઊભેલા ખેલાડીની અદાથી બારણાની વચ્ચે ઊભી રહી. તે ભૂખી રહી હતી તેથી વિકરાળ બની હતી અને તેની આંખનો રંગ રતૂમડો થયો હતો.

સુજાત અને દીનમણિ એને જોતાં ઢીલાઢસ બની ગયા. પણ બચુડો તો, "બા...બા..." કરતોકને મોટરમાંથી કૂદીને સામે દોડી ગયો. મોટર ક્યાંથી? કીકી ક્યાં બાપ? હજુ કેમ ઊતરતો નથી અને આ પડાણુ વળી કોણ? સુકન્યા કુતૂહળના ભાવથી ચંચળ બની. સુજાતે અર્ધું ખુલ્લું કરેલું બારણું ધક્કો લગાવીને પૂરેપૂરું ખોલી નાખીને, છોકરી પણ માને બાઝી પડવા દોડી ગઈ!!!

" સુભાન અલ્લાહ...યે ક્યા ચમત્કાર, ખુદા તઆલા ! તેંને મુઝે બચા લીયા, ક્યા તેરા ઇલ્મ ઔર રહમ. "

અકસ્માત વખતે ન તો દીનમણિએ, ન તો સુજાતખાને કે ન તો ટોળે વળેલા દુનિયાના ડાહ્યાઓમાંના કોઈએ છોકરીને ક્યાં અને કેટલું વાગ્યું હતું, તેની તપાસ કરી હતી. છોકરીએ ઘર પાસે આવતાં તો હાડવૈદે બાંધેલાં પાટિયાં ને પાટા મોટરમાં જ છોડી નાખ્યાં હતાં; અને દોડીને બાને બાઝી પડવા પગ તૈયાર રાખ્યો હતો. આજે ખરેખર તેને નવાં બૂટ, મોજાં વગેરેની ખરીદીઓની; મોટરમાં બેસવાની, સુજાતખાનની માવજત ચાખવાની અને ચોકલેટ વગેરેનાં પડીકાં ખિસ્સામાં મારવાની ઓર મઝા પડી હતી. મા આગળ તેને આ સૌ પુરાણ હર્ષાવેશથી કહેવું હતું.

દીનમણિ લજ્જામણું મોઢું લઈને મોટરમાંથી ઊતર્યો અને સુજાતખાનને છેવટની વિદાયના વિવેક પૂરતા બે શબ્દો પણ કહ્યા સિવાય ઘરમાં...સીધો...દાખલ...થયો....



[ ૯ ]

# પાકી ખાતરી



**સલૂણી** સંધ્યા અને ક્વીન્સ પાર્કનો એ કલાત્મક ફુવારો આ પ્રેમી જોડલાનાં નયનાલુબ્ધ મિલનોનાં સાક્ષીઓ તો કેટકેટલીય વાર બન્યાં હશે !

"પ્રિયતમ !..." લાગણીના પ્રબળ આવેશ અને કામભાવનાની માદકતા સાથે ધીરેથી પણ વાતાવરણને રસની ઉષ્માથી ભરેલું કરી મૂકતાં ઉચ્ચારાતો એ એકનો એક શબ્દ : અને પછી તરત જ એ શબ્દને અનુસરતો હતો એક આછો નિઃશ્વાસ. તેમાં અધીરાઈએ વાંચી શકાય અને અવિશ્વાસેય ઉકેલી શકાય.

"પ્રિયે..." આ મિતાક્ષરી પ્રત્યુત્તરમાં હતી પ્રિયાના દેહનાં રોમેરોમને સાન્ત્વનથી તર કરી દેવાની ઊંડી ખેવના....

—પછી પ્રિયાનું આલિંગન; અને મસ્તકને પ્રિયતમની છાતી સરસું રાખી, ઊંચાં વિસ્ફારિત નેત્રે પ્રિયતમના છબીલા મુખને ટગરટગર નીરખ્યે જવાની પ્રણયક્રિયા...

કેટલીય દીર્ઘ ક્ષણો લગી અચળ રહેતી એ રસ-સમાધી અને ઉભયનું મુક્ત થવું—દેહભાવે. મુખચંદ્ર પરની રતાશ ઓસરતાં પ્રિયાનું ચિંતનશીલ બનવું.

"અને હેં ? પ્રિયતમ !...શું આપણે પરસ્પરને સદાયને માટે આમ ચાહ્યા જ ચાહ્યા જ કરીશું ? કેવું અદ્‌ભુત જીવન !... સદાયને માટે...? આમ જ...?"

"હં," ઊલટી ક્રિયા. પુરુષનું વધુને વધુ લાગણીપ્રધાન બનવું. વિચાર અને વાણીનું લાગણીયુક્ત ભાવનામાં વિલીન બનવું.

"બસ કે ? ટચૂકડાં 'હં'થી ઉત્તર ? મારી કીમત એટલી જ ?"

"વાહ ! તેમાં શું ઓછપ છે ?"

"ના, ના, વહાલા...."

"ત્યારે ? !"

"તને મારા સોગંદ છે મારી બેઉ આંખો ફૂટે... મારી..."

"અરર...ર...ર. છાની રહીશ કે હવે. મારી જીવન-જ્યોત ! નેત્રની કૌમુદી !...છાની રહે. બસ કર."

"ના, છાની નહિ રહું. બસ નહિ કરું... તારા સાનિધ્યમાં મને દિલ ખોલી, લંબાણથી વાત સરખી ય કરવાની મોકળાશ નહિ ? કહે, તે માટે હું ક્યાં જાઉં ? ક્યાં ? ક્યાં ? બોલ ?"

" ભલે ત્યારે...તારાં વેણુને આવકારતો આ ઊભો હું... "

" શું 'ભલે ત્યારે' ? મારો ઉત્તર ક્યાં છે? શું આપણે પરસ્પરને સદાને માટે આવી જ રીતે ચાહ્યા કરીશું ? "

" નહિ ત્યારે ? "

" તને તો પોપટની માફક બે ચાર શબ્દો જ ગંભીર ઢીલા મુખડે બોલતાં આવડ્યા છે. 'નહિ ત્યારે' અને 'ભલે ત્યારે.' મારી સાથેની વાતચીતમાં પૂરાં વાક્યો પણ તું ક્યાં વાપરે છે ? "

" તને શું કહું ત્યારે ? શાથી તારા હૃદય અને આત્માને પરિતૃપ્તિ થાય...બોલ, કહી દે... "

" એ પણ મને પૂછવાનું ? મારે તને ભણાવવો ! ક્યાંનો ન્યાય? તું એટલે અંશે પ્રેમ-ઊણો... "

" હું ઊણો ? ! કે પછી તું અમાપ ? " પ્રિયતમનું ફિક્કું હસી લેવું. " પ્રિયે, તારી આગળ હું સર્વસ્વ હારી બેઠું છું. ખરું કહું છું, માનવું પડશે... "

" તું હારે શું કામ ? જગતવિજયે નીકળી પડવાનું મને સ્વપ્નું આપનાર અને જીવનસાફલ્યનાં વચનથી મારી કલ્પનાને સમૃદ્ધ કરનારના આવા ભૂંડા શબ્દો ? બસ...કે... "

" મને પુરુષ હોવાની સભાનતાથી થનગનતો કરી મૂકનાર, ઓ મારી વાગેશ્વરી ! "

" ના...ના...પ્રિયતમ મારે તારી વાગેશ્વરી કે હૃદયેશ્વરી તેમાંનું કશું જ નથી બનવું. મને બસ એક માનવી તરીકે જ

આશા અને ઉષ્માથી છવાઇ. એવાં સંબોધનો સાંભળી જગત ઘેલાં કહેશે, અવ્યવહારુ ગણશે અને ઉચ્છેદવા પૂંઠ પકડશે... મને એવાં મોટાં પદ ન જોઇએ, મને તો..."

"બોલ, જલદી બોલ, શું જોઈએ?" પ્રમત્ત પ્રેમને શાણપણથી વિવેકયુકત કરવાની પ્રિયતમાની આવડતથી પ્રેમીનું આકર્ષાવું.

"મારે જોઇએ...કહું...એકચિત્તે સાંભળશે?... વિચારશે? મંજૂર રાખશે? ઠીક ત્યારે કહું છું. મારે તો જોઇએ મારી પ્રત્યેના તારા અનન્ત, અવિચળ અને એકધારા પ્રેમની ખાતરી, કેવળ ખાતરી...બસ...એટલું જ. પા...આ...કી ખાતરી."

ક્ષણભર માટે પોતાના આત્મામાં પણ અવિશ્વાસ આણી દઈ પ્રિયતમનું નતમસ્તક અદમ વાળી ઊભાં રહેવું. વિચારવમળમાં ચક્રાવે ચઢવું. 'પુરુષ જાતિ ખરેખર ગુનેગાર છે! કેટકેટલી નારીઓની હત્યા અને અનીતિનું તે મૂળ કારણ હોય છે! સ્ત્રીજાતિ પ્રિયતમ પાસે ખાતરી તો માગેસ્તો...' પ્રિયતમને આછા ડૂમાનો અનુભવ થવો; તીવ્ર લાગણીઓથી ધવાતાં તેના વ્યક્તિત્વનું છલની ક્રિયાને નિશ્ચેષ્ટ કરી દેવું. મગજનું આત્મપૃચ્છાની કસોટીમાં તવાઈ જવું. પ્રિયતમાનું અધીરા બનવું અને સમજવું કે, વફાદારીનું તળિયું અહીં જ છે.

બેઉનાં મિલનોમાં અત્યાર લગીની પ્રત્યેક વાતચીતનું આ જ હતું ધ્રુવ પદ. પ્રિયાની સનાતન—કાયમી માગણી કે:

**"મારે જોઈએ ખાતરી પાકી ખાતરી...બસ ખાતરી..."**

ક્ષણોનાં મૌન પછી બેઉનું વિભિન્ન માર્ગે પડવું. પ્રિયાનું અવારનવાર સશંક પાછું વાળી જોઈ લેવું. પ્રિયતમની માત્ર એક જ વખત નજર પાછી ફેંકાવી અને પ્રિયાને સમાધાન ભર્યા સ્મિતથી નવાજી, નાકની દાંડીએ, ગંભીર વદને આગળ અને આગળ ધપવું.

[૨]

એકદા એ બહેનોની સાથે અવનવું નિરખાવાની ઉમેદથી બહેનોના સાહેલીમંડળે ગયો હતો. એની નાગરિક સંસ્કારિતાને કારણે સૌએ તેને ક્ષોભરહિત બનાવી પોતાની ચર્ચામાં ભેળવ્યો. તેના નિરાળા પુરુષત્વે અહીં ઓર બહાર આણી, તેથી ચર્ચામાં મીઠાશ અને ચેતન સંચર્યાં. વિજાતીયતાની આ આછી માત્રાએ સાહેલીમંડળમાં મુલાયમ જુસ્સો આણ્યો; અને ચર્ચાએ પુરૂષજાતિના દોષો છતા કરી, સ્ત્રી જાતિએ કેવી સહિષ્ણુતાથી સૌ સહ્યું તેના મુદ્દા ઉપર ઝોક લીધો.

"તમે પુરુષો..."

"પણ તમારું અમે એવું તે શું બગાડયું, ભલા?" સસ્મિત નવયુક બોલ્યો. અત્યારે તો હાર ખાવામાં અવનવો આનંદ હતો, પણ ખેલદિલીવાળી રસાકસીના ભોગે તો નહિ જ.

"બધું, ઘણું બધું, કહેવા બેસીએ તો પારેય ન આવે. ઈતિહાસ તપાસો..." અત્યંત શરમાળ લેખાતી એક નારી-લતાએ પુરૂષની હાજરીથી ઓચિંતાં, સાહસા સતેજ

થઈ ચર્ચાનો આક્રમક દોર હાથ કરી લીધો. યુવકને માપી લેવાનો તેને એકદમ જ કંઈ મનોરથ ઊપડયો. બાકીના સખીમંડળે પ્રેક્ષકવર્ગમાં પરિણમવું ઉચિત માન્યું.

"તમે જ તે કેટલો વાંચ્યો છે?"

"ગોખણિયા ભણતરમાં સફળ થયા, એટલે પ્રશ્નનો ઉત્તર આવા પ્રતિપ્રશ્નથી આપો છો ને! પણ ઈતિહાસ ઉચ્ચારે એ જ અને એટલું જ સત્ય, એવી મર્યાદાથી કેમ બેસી રહેવાય?"

"ત્યારે? તમારા તરફથી શેનો પુરાવો?"

"વર્તમાનપત્રો વાંચો...તમારા દગાની ભોગ બનેલી સ્ત્રીજાતિની દારુણકથાઓ નિહાળો અને પછી...."

"વળી પાછું પછી? પછી શું?..."

'ખૂણાખાંચારાના કૂવા હવાડા તપાસો; તળાવો અને દરિયા કિનારાના કાંઠાઓ પર ફરો. કેટલીય 'સમર્પણ મૂર્તિઓ'નાં શબ તમારે ચરણે અથડાશે!..."

"વાહ! તમારી જાતિનાં તો તમે જબરાં વકીલ નીકળ્યાં!"

'નીકળીએસ્તો, અનાથાશ્રમો, અબળાગૃહો—એ સૌ તમારી પુરુષજાતિની વિશ્વાસઘાતિયા લીલાનાં પરિણામો, કે બીજું કંઈ?..."

"ખૂબ કરી... ખૂબ કરી..." નવયુવક આ નવતરૂણી સુંદરીને ખિલાવ્યે જતો હતો.

"બંગાળમાં કેટલીય પતિતાઓ, ત્યક્તાઓ, ત્યાગમૂર્તિઓ તમારાં પાપે અને લહાયે વેશ્યાઓ બને છે! એકલું બંગાળ કેમ? હિંદમાં, અરે જગતભરમાં...જ્યાં જુઓ, ત્યાં બધે જ..."

"હશે, સાચું જ હશે. સભ્યજનોની બનેલી તમારી આ ભરચક અદાલતમાં હું મૂગો બુડથલ સરખો બચાવ કર્યા વગર આ ઊભો..."

"સાચું હશે જ શું?...સાચું છે જ. બુડથલ હોવાનો આ ડોળ, દંભ અને ઢોંગ છે, તેમ અમારી અદાલત તમને ફરમાવે છે. તમે લોકોએ એ બુડથલપણાને અમારી નજરમાં નિર્દોષતા અને નિઃસહાયતા રૂપે જ ખપાવવા આબાદ યત્ન કર્યા કર્યો છે. પછી અમે ભોળવાઈએ છીએ અને તે જ ક્ષણે તમારું બુડથલપણું તમારી બેવફાઈનું રસીલું, મોહક આવરણ બની જાય છે..."

"અરર...ર...ર. આજે જ, એક જ દિવસે આટલું બધું કંઈ?! મને અમારી જાતિની તરફેણમાં બે બોલ બોલવા દીધા સિવાય જ? બસ, એક તરફી જ સુનાવણી કંઈ?

"વિશ્વાસઘાતિયાઓ માટે એ જ માર્ગ."

"પણ જે હશે તે હશે, પાંચે આંગળીઓ સરખી ક્યાં ગણો?"

"પાંદડાં તો બધાં એક જ કડવીના વેલાનાં ને?"

"ભલે ત્યારે" નારીની સુકુમારતા સમક્ષ પુરુષત્વની ઉદાર ધીરતા આગળ ધરતાં આ નમણો નવજુવાન અંતરમાં

મઝા અનુભવતો આકર્ષક ઢબે ઢળતો ઊભો રહે છે. તેનાં નયનો ઇરાદાપૂર્વક ચકોર બને છે. તેને અણુપેખેલું આજે જોવું છે—મનમાન્યો લાગ સાંપડ્યો હતો. તેણે પેલી બિન-અનુભવી અને અનઅભ્યસ્ત નવતરુણીમાં ચંચળતાએ પ્રગટાવેલી ઝણઝણાટી જોઈ. તેણે તેની જીભને વેગીલી બનાવી દીધી હતી અને હોઠને વાદ માટે મોકળા કર્યા હતા. વાદ્ય-નિષ્ણાતની કંપતી અંગુલીઓ જેમ દિલરુબાને ઝણઝણાવી ચેતનવંતી કરી મૂકે છે, તેમ પેલી ઝણઝણાટી તેના સુડોળ દેહ પર નૃત્ય કરતાં તેને વધુને વધુ સ્પૃહણીય બનાવે છે. તેના લાવણ્યનાં અમી પીધે જ જતાં આ નવયુવકનાં નેત્રો સ્થિર બની જાય છે. નારીપક્ષે આવેશ અને નરપક્ષે ખેલદિલી ભરી સહિષ્ણુતા અહીં જન્મ્યાં છે.

—નવયૌવનમાં ઉભય પક્ષના પ્રેમની શરૂઆતનું એ અચૂક ચિહ્ન.

ચર્ચાના આવા અવ્યવસ્થિત અંત વખતે તેઓ કેવળ નૈસર્ગિક ક્ષોભનાં માર્યાં અજાણ્યાં નથી રહી શકતાં. બેઉ અંતરથી પરસ્પર પ્રેમી–પ્રેમિકા થવા તલસાટ અનુભવે છે. થોડી ક્ષણોના તેમના ઉપલકિયા થાક અને મૌનનું રહસ્ય સમજી સખીમંડળ ગુસપુસ કરતું ઇસારાઅણસારા પર ચઢે છે અને તેમને એકાંતની તક આપતાં વિખરાય છે. નવયૌવના સહેલા વિજયનો ઉલ્લાસ અનુભવે છે; જ્યારે નવયુવક પોતાની નોતરી હારના ઉપહાસ્યને કારણે મીઠું લજવાય છે.

એકાંત...

નવયૌવનાનું સંકોચાવું. સંરક્ષક નિ:સહાયતા પ્રદર્શિત કરવી.

"પરન્તુ પુરુષજાતિ પર આજ આટલો બધો ફિટકાર વર્ષાવવાનું કંઈ કારણ... ?" લક્ષણો કળાતાં પુરુષે લજ્જાનો પ્રદેશ વટાવી સાલુકાઈ ભરી હિંમત કરી.

"કારણ? કહું ત્યારે...તમે પુ...રુ...ષ છો..."

"તેથી તમારે શું?"

"સમજણ ક્યારે આવશે? સાવ..."

"સમજણ છે સ્તો?"

"સાવ, સાવ ભોટ..."

"ઓહો..." નવયુવકમાંનું પુરુષત્વ આ પાંગરતા નારી હૃદયનો ઉદ્દેશ સમજે છે. તેને પોતાની સાથે ગોઠડી કરવી હતી. વાણીથી શરમનાં કોટલાં તોડવાં અને તોડાવવાં હતાં.

તે નવયૌવનાની નિકટ જાય છે. તદ્દન સમીપ આવતાં નવયૌવના આછા રોષનો ફૂંફાડો ચમકાવે છે. જાણે ગણતરીમાં ઓછું ખવાઈ ગયું માની ખિસિયાણો પડતાં નવયુવક અર્ધું એક ડગલું પાછો ખસે છે— પણ પરિસ્થિતિ વિશ્વસનીય લાગે, તો આગળ ધપવાની મક્કમતાની ખાતરી સાથે...

"નહિ, નરેશ નહિ..."

"પણ મેં શું કર્યું?" પ્રિયતમ આગળ ધપે છે. પ્રિયા ઝંખવાઈ, લજવાઈ, રૂઢિગ્રસ્ત મર્યાદા તથા પ્રકૃતિ-જન્ય ક્ષોભ અને સૌના શંભુમેળા જેવું અવિચારીપણું

દાખવી હરિણીની માફક સખીજનોને પકડી પાડી તેમનામાં ભળી જવા દોડી જાય છે. મોં પરની સુરેખ લાલી, છાતીમાંથી દેહભરમાં છલકાતાં હિલોળે ચઢેલો આનંદોત્તેજક ગભરાટ એક રમ્ય ચિત્ર ખડું કરી દે છે...

"મારે શું સમજવું ?!" વિસ્મયની વીજળીથી અંજાઇ આભો બનેલો નવયુવક માથું ખંજવાળે છે. એ અકથ્ય મુઝવણમાં તેને અડવાડિયા બાદ નવયૌવનાની એક કિશોર સખી નાના રંગીન પરબિડિયામાં બીડેલો પત્ર આપી જાય છે. નવયુવકના હાથ તે સ્વીકારીને સહસા હૃદયસ્થાને દબાવે છે.

ન...

શરૂઆત કેવી રીતે કરું ? કેવી રીતે સંબોધું ? મારે તમને કેવી નજરે નીરખવા ? તમે મને કેવી દૃષ્ટિથી જુઓ છો–જોશો. ખુલાસો કરશો ? ખાસ...ખાસ... ખાતરીપૂર્વક...

લી. તારી....

નરેશે ટૂંકો પત્ર વાંચી તેમાંનો મર્મ અને વિવેક પ્રીછયો.

"મને કાલે સવારે મળજે."

ડોકું ધુણાવી સંદેશો લાવનાર દૂતી ઠેકડા મારતી નાનકડું સાહસ પાર પડયાના તોરમાં ને તોરમાં દોડી જાય છે. આણી તરફ નરેશભાઈ સુંદર, રંગીન કલાત્મક નોટ–પેપર અને પરબિડિયાં ખરીદવા શહેરના સ્ટેશનરોનાં બધાં હાટ ખૂંદી વળે છે. છેવટે નાનું બંડલ બગલમાં સંતાડી ઘેર આવે છે. ખાધું ન ખાધું કરી મેડીએ ચઢી જાય છે. મેજને

વ્યવસ્થિત કરી લેમ્પ પેટાવી ખુરશીમાં ગોઠવાય છે. અક્ષરોના મરોડના કારણે કે પછી યોગ્ય વિચારો અથવા તો ભાવવાહી ભાષા ન નિર્ઝરી શક્યાના કારણે સંખ્યાબંધ નોટ પેપરો ફાડીને ફેંકી દે છે. છેવટે એક સંતોષપૂર્વકનું લખાય છે. પ્રેમના શિરતાજ બનીને મોતી શાં સોહંતાં પરસેવાનાં બિંદુઓ કપાળે બાઝી જાય છે.

બીજે દિવસે દૂતી એક અક્ષરની ય આપલે સિવાય થેકડા મારતી આવે છે. પત્ર ઊંચકી લઈ, બ્લાઉઝમાં સેરવી દઈ, થેકડા મારતી ચાલી જાય છે. નરેશ અજાણ્યો પણ ઉજમાળો એવો નૂતન જીવન પ્રદેશ કલ્પે છે. નથી તે રાચતો કે નથી તે હેતુયુક્ત વિચારોની એકાગ્રતા કેળવી શકતો.

[ ૩ ]

વર્ષા ઋતુના બપોરનો સમય. મહોલ્લાના ચોગાનમાં નીરવતા અને નિર્જનતા. પ્રમાદ સાથે પ્રમોદને સળવળાવે તેવું વાતાવરણ. વિશાળ મકાનના પહોળા ઓટલા પર બે નવતરુણીઓનું ભરત ગુંથણ અને વાર્તાલાપ. સામે શિવાલય અને પરબડી.

પરબડી પર કબૂતરો ચણ્યા કરે છે. અને ઘેરા હલક ભર્યા અવાજથી વાતાવરણમાં આછી સુરાવટ પથરાવી દે છે.

"મને પારેવાંનો આવો અવાજ નથી ગમતો..."

"પણ તારા ગમવા ન ગમવા માટે આ અવાજ છે જ નહિ."

"ત્યારે?"

"જોયા કર એકી ટસે સામે પરબડી પર...બધું સમજાશે. નવું નવું શીખાશે...."

ત્યાં નર પક્ષીઓ ડોકું ફુલાવી ફુલાવીને, તે પરના ચકચકીત રંગોને બહેલાવીને વિચિત્ર અવાજ કરતા માદાઓ પાછળ દોડે છે...તેમને ગેલ કરે છે. ચાંચો મારી મારીને ચંચળ તથા મોહ–વ્યગ્ર બનાવે છે. પંખી જગતની આ સંવનનક્રીડા તરફ પેલી બે નવયૌવનાઓની મીટ મંડાય છે. વાતચીત બંધ પડે છે. હાથમાંનું ભરતકામ યંત્રવત્ પણ વધુ ઝડપભેર ચાલે છે. બેઉના શ્વાસ થંભતા થંભતા ચાલે છે; દેહમાં લોહીના ભ્રમણની ભરતી ચઢે છે. નાકનાં ટેરવાં ને આંખો રતુમડી બને છે. દૃષ્ટિલોભનું શમન થતાં બેઉ ધીરેધીરે એક બીજાને સૂચક રીતે જોવા લાગે છે. મોં પર સ્મિત, નવાઈ અને 'શું જોયું'ની ગ્લાનિ છવાય છે. પ્રકૃતિના એક ગૂઢ સનાતન પલકારાનું જાણે તેમણે પહેલી-વહેલી વાર પણ સંતોષપૂર્વક ધરાઇને દર્શન કર્યું હોય, તેમ તેઓ સહર્ષ બને છે.

પ્રથમ તો જાણે બેઉ જરાતરા શરમાય છે.

"એમાં મૂંગી કેમ બની? આટલી શરમાય છે, શું કામ?"

"તેં અનુભવોની શરૂઆત કરી નાખી છે એટલેસ્તો આમ બોલે છે..."

"અનુભવ તો ઊલટો ઉશ્કેરે. તેનાથી કંઈ પ્રેમવૃત્તિની પરિતૃપ્તિ નથી થતી...એટલે જ્યારે ને ત્યારે એની એ નવીનતા..."

"પ્રકૃતિએ બેલડીના સંબંધોમાં કેવું અને કેટલું જાદુ મૂક્યું છે?"

"તે વગર આ સંસાર ન ચાલે...."

"આપણી જુવાનિયાંઓની એટલી બધી જવાબદારી?... ઓહો... તું મોટી સંસાર ચલાવનારી... ના જોઈ હોય તો...?" આસ્તેથી તે બહેનપણીને ધક્કો મારે છે. બસ, પછી તો ધીંગામસ્તીનું વંટોળ ઊડે છે—પાટની અને થાંભલાની આસપાસ. ચૂંટલા, નહોરિયાં, ધપ્પા મુક્કા સૌનો છૂટથી ઉપયોગ. થોડી વારે થાકી પાકી હાસ્ય વેરતાં સજળ નેત્ર બેઉ આસનો જમાવે છે.

"બસ હવે, ધીંગામસ્તી પછી કરજે. કાલ માટે થોડું રાખ. બાપ રે, દેખાય છે દૂબળી પાતળી અને આટલું જોર ક્યાંથી? હાં...સમજાયું...હમણાં હમણાંનું આવ્યું લાગે છે. પેલી જીભાજોડી પછી. હં...પણ હવે પેલી મુદ્દાની વાત તો કર. તારા પેલા પત્રનો શું જવાબ આવ્યો..."

સખી પોતાના બ્લાઉઝમાંથી ગડીબંધ પણ ચોળાઈ ગયેલો વાદળી રંગનો નોટપેપર બહાર કાઢે છે અને આગળ ધરે છે.

"શું લખે છે?"

"વાંચી જ લેને. મારી જીભથી તો આવું બધું બોલાતું નથી. કલમ તે કલમ અને જીભ..."

"ત્યારે તે દહાડે તો સ્ત્રીઓને થતા અન્યાયની ત્રાડ પાડતી તું તો ખૂબ ચગી હતી. ફરીથી જાણે પુરુષને પડકારે

પણ ઊભા રહેવાનું ન હોય તેમ! પણ હેં અલી, તું આવી સાવ મીણ જેવી ક્યાંથી નીકળી. જરા સીધી વાત તો કર, સમજાવ તો ખરી. પલટો શાથી આવ્યો..."

"તમે બધાં મને એકલી મૂકી નાસી ગયાં તેથી. મારી કસોટી અને દ્રોહ કરતાં હતાં ને! પછી હું એકલી શું કરું?"

"પણ એ કંઈ રાક્ષસ કે વાઘ બાઘ તો ઓછા જ હતા?"

"મારે તારી સાથે વાત નથી કરવી. જાણે કે જાણી જોઈને મને તું ચગાવે છે. મને સૂઝયું એ મેં કર્યું. કાગળ વાંચવો હોય, તો વાંચી લે—પણ એક શરતે. તેની જાહેરાત નહિં."

પત્ર વાચન—મલકાતાં અને પ્રમોદિત થતાં થતાં: "લે અલી, ત્યારે તો તું ખાટી ગઈ."

"કેમ?"

"તારા 'એ' લખે છે કે, તું એમની નયનજ્યોત અને બીજું હૃદય છે..."

"હા, હા...બસ સ્વર્ગ ઊતરી ગયું. હું ખાટી ગઈ! આ લેખકિયા ભાષામાં બધું, જાણે કે, આવી જ ગયું. હજુ પંથ કેટલો લાંબો છે. તું તો અર્ધા ઉપર રસ્તો—કહેને કે આખો માર્ગ કાપી ચૂકી છે."

"શરૂઆતની ભાષા તો એવી જ આવે. આ તો સપાટી પરનાં, આકાશના વિવિધરંગો ઝીલતાં પાણી."

"ખરેખર, ભાષા તો સુંદર, કવિતા જેવી જ છે."

"એટલે કે દેખાવડી..."

સખી બહેનપણી સામે સશંક જગાતગા જોઈ રહે છે.

"ગમે તેમ પણ મને ખૂબ ખૂબ ગમી ગઈ. મને તો આવું લખતાં ન આવડે—ભલે તું કે હું કોલેજનાં પગથિયાં ભાંગીએ. ખરેખર, સુંદર પત્ર. જાણે વાંચ્યા જ કરીએ, વાંચ્યા જ કરીએ. સત્તર વખત આખો વાંચ્યો હશે અને પચ્ચીસ વખત તેમાંનાં અમુક અમુક વાક્યો..."

"ઠીક ત્યારે, અલી! તને પૂર ઝડપે રંગ લાગતો જાય છે. પણ એ ઝડપમાં ને ઝડપમાં ભાન ન ભૂલતી. માણસની ચતુરાઈ જ તેને વધારે ખરડાવે છે."

"એટલે મારે શું ધ્યાનમાં રાખવું..."

"એક જ બાબત, ચોકસાઈ રાખવી અને ખાતરી માગ્યા કરવી. પાકી ખાતરી મળ્યે બીજા ડગલા માટે પગ ઉપાડવો..."

"એમ..." થોડી વારે સખી પ્રસ્તાવ મૂકે છે. "જરા વધારે ફુરસદ છે? મારા ખંડમાં જઈ 'એમને' જવાબ લખીશું? મદદ કરવી જ પડશે. ચાલ ત્યારે"

બેઉનું અંદર જવું. અભ્યાસખંડમાં ગોઠવાવું. "પહેલો ટૂંકો પત્ર લખતાં કેટલી મુઝાઈ હતી!! હવે આગળ કેવી રીતે વધવું? ભાષા, ભાવ—આપણે ઓછાં લેખન કલાનાં ઉસ્તાદ છીએ..."

"ઓહો...એમાં આટલી અકળાય છે કેમ? સીધો રસ્તો બતાવી દઉં. કોઈ તારી ભાષાનાં ચૂંથણાં કરવા

બેસવાનું નથી. આપણે સ્ત્રીઓએ તો એક જ બાબત લક્ષમાં રાખવાની. અણુઆવડતની પરવા કર્યા વગર એવું જ લખવાનું કે સામામાં અજંપો, બેચેની અને ઝંખના ઊભી થાય; રાતની નિદ્રા ચાલી જાય અને પથારીમાં પાસાં તપાવવાં પડે... સોનું શુદ્ધ કરવા સોની આવું નથી કરતો, તો શું કરે છે?"

સહિયરની વાત સાચી અને વ્યવહારુ લાગી...

"ત્યારે તું ગાડી પાટા પર ચઢાવી દેશે?"

"હોઉ એમાં શું? લે, કાઢ હવે કાગળપેન્સીલ..."

"શાહી નહિ?"

"સાવ ડોબા જેવી..."

"પેન્સીલના અક્ષરો ચોળાઈ ન જાય? અને જતે દિવસે ભૂંસાઈ ન જાય. કાગળ ગંદો બની ન વંચાય તેવો ન બને?"

"ત્યારે તારે તેમને શિલાલેખ જેવા અમર બનાવવા છે? બનાવાતા હશે?"

"કેમ વળી? આ પત્રો અમારા પ્રણયી જીવનનો ઈતિહાસ નહિ બની રહે?"

"સાવ વેવલી! પહેલાં તારા પ્રેમીને બરાબર ચકાસી લેને. જો પ્રણયી જીવન સફળ થયું તો તારો આ ઈતિહાસ ચીંથરાં જેવો લાગશે, અને અફળ થયું તો આ પત્રો સંતાપ, પશ્ચાત્તાપ અને દુઃખનું મૂળ બની રહેશે–તને અને તેને..."

કાગળપેન્સીલ આવે છે.

"હવે?"

"લખવા માંડ."

"મને તારા જેવું લખાણ આવડશે? તું હમણાં કહેતી હતી તેવું..."

"ભારે બાલીશ! વરસો ક્યાં ગોડવ્યાં?!"

પત્ર તૈયાર થવો.

"મારા અભિન્ન હૃદયેશ,

આપનો પત્ર મળ્યો. હાથમાં પડતાં કરકમળો ધ્રૂજી ઊઠયાં, શરીરમાં વીજળી ચમકી ગઈ. હોઠે ચુંબનોથી તેને આવકાર્યો. પછી હૃદય સરસો ચાંપ્યો. અનુભવ્યું કે, જાણે શરીરનું સર્વ બળ એકઠું કરી તમને જ દઢ આલિંગન આપી રહી છું...અરરર...ર...ર પણ આ હું શું લખી રહી છું? બળ્યું, ખૂબ શરમ આવે છે. કોણ જાણે અલ્પ પરિચય છતાં, હૃદય જન્મોજન્મની પ્રીત કેમ અનુભવતું હશે? જરૂર તમારાં જ કામણ લાગે છે.

સાફ સૂચના કરું છું કે, ઉપલાં વાક્યો, વહાલા, ફરી ન વાંચતા. માફ કરજો...હા, પણ બીજી જ ક્ષણે આમ કેમ થાય છે? જેને હૃદય આપ્યું, તેનાથી શરમાવું શું? સંતાડવું શું? દિલ ચાહે તેમ કરજો, હં.

હવે ક્યારે દર્શન કરાવશો? જો તમે સા...ચા..ચ્ચો પ્રેમ કરતા હોવ તો ખાતરી રૂપે તમારો રૂમાલ મોકલશો. તેને હું વહાલા, જિગરની માફક છાતી પર જ જાળવીશ અને તમારી યાદ ઊંઘતાં અને જાગતાં તે દ્વારા તાજી જ રહેશે.

લી.

તમારી દર્શનાભિલાષી..."

"સરસ, ખૂબ સરસ...વાહ, કાગળ મઝેનો લખાવ્યો. મારા જેવીઓને મદદ કરવા દુકાન માંડ, ઑફિસ કાઢ. પણ મૂઈ, તું આટલું બધું શીખી લાવી ક્યાંથી?"

"દેવના ચોખા દેવનેસ્તો. પુરુષને આપણી પાસેથી આ સિવાય બીજું જોઈએ છે પણ શું?"

"ભાવી જીવનની યોજનાઓ? આદર્શવાદ? સેવાના ભેખનાં વચનો...? તેં તો એમાંનું કશું કેમ ન લખાવ્યું.?"

"પુરુષોમાં બહુ બુદ્ધિ અને વિતંડાવાદ હોય છે. એટલે એવાં લખાણવાળા કાગળો કંઈ દળદર ફેડતા નથી. વાતચીતમાં એ બધું ઠીક. તેમને જોઈએ છે સુંવાળપ, હૃદયની ગલીપચી. બસ એ પીરસ્યા કરજે ને. પછી ભલે તારા લખાણમાં લાખ ભૂલો થાય ને. તારી ક્ષુલ્લકતાઓ પણ કવિતામાં ખપશે..."

સખીને સિદ્ધિમંત્રની આથી પ્રાપ્તિ થવી. ચા નાસ્તો આવવો અને છૂટા પડવું.

[૪]

પછી તો જાણે બે બચ્ચાં ગંજીપત્તાંની ઢગલાબાજી રમતાં હોય, તેમ પત્રો અને પ્રતિપત્રો આપલે થવા. પાછળના પત્રોમાં પ્રિયતમની કવિતાભરી કે બુદ્ધિપુરઃસરની બાનીઓ અને લખાવટનું આછું બનવું. એ કલમબાજી કાલીઘેલી બનતાં ઉભયને ફીકાશ લાગવી અને પત્રોનું સ્થાન મિલને લેવું.

કેટલાય પત્રોની આપ લે પછી લાંબે ગાળે બેઉનું મિલન. ઝંખના શાંત પડવા છતાં, શબ્દોનું ગળામાં રૂંધાવું. છેવટે પહેલ થવી.

" કેમ ! પછી રૂમાલ ગમ્યો ? "

" ગમ્યો. "

" બસ એટલું જ...માત્ર ગમ્યો...ઠીક...ઠીક...ઠીક. "

" હા, વહાલા, પણ આવો શું મોકલ્યો ? સાવ સાદો અને સુતરનો. "

" ત્યારે મૂંગી કેમ રહેતી હતી ? "

પ્રિયતમાને બીજે જ દિવસે અત્તરથી ખુશબો પ્રસરાવતા મોટા રેશમી રૂમાલની ભેટ મળવી. પ્રેમની ખાતરી માટે અપાયેલી એ પહેલી ભેટ—અને ભેટ-પરંપરાની એ પ્રાથમિક વિધિવ્યાખ્યા.

× × ×

એક રવિવારની સાંજનાં બેઉનો રસ્તામાં ભેટો થઈ જવો. વાતે વળવું અને સારા જેવો સમય પસાર થતાં વિદાય માટે ભાનમાં આવવું.

" ત્યારે, વહાલા, હવે ? "

" કેમ વળી ? "

" બસ, તું તો વાતો જ કરાવે છે. મેર તો કહ્યું લાગી ગયો હશે. હવે હું શું કરીશ ?! "

" ત્યારે અહીં અત્યારે આપણે બીજું તેમજ પણ શું ? "

વહાલપૂર્વક પ્રિયતમાનું કાંડું પકડવું અને અંગડી નંદાતો.

" બસ, કયું ધબડકા જેવું..."

"દિલગીર છું. માફ કર, પ્રિયે. નહિ જેવો આંચકો લાગતાં જરાવારમાં આવી કાચની બંગડી નંદાય, તેમાં મારો શું વાંક? લે હવે જવા દે. લોહીઓહી તો નથી નીકળ્યું ને? ઉઝરડા ભરાય છે? તને પોતાને ઈજા માલુમ પડે છે? જોઉં તો." હાથ પકડી હેતપૂર્વક તપાસવો, દબાવવો અને ચૂમી લેવો. "મારી મીઠડી."

"હવે બધું કરશો. મીઠડી કહેશે ને હાથ ચૂમશે." પ્રિયાનો નિરર્થક રોષભર્યો છણકો. તમે મને નુકસાન કરી કાળા ડમરા બની ઘેર જશો. ઘેર આવો અડવો હાથ જોઈને બહેનો, બા, પાડોશી શું કહેશે? આ બંગડીઓ તો મુંબઈથી બાપાજી ખાસ લાવ્યા હતા. બંગડી નંદવામાં શું વહાલ બતલાવ્યું?"

"પણ આમ રિસાય છે શેની? એથી પણ સવાઈ સરસ બંગડીઓ લેની પરવાર...."

"હેં! અત્યારે? હમણાં અપાવો છો? તો તો મને મનગમતી અપાવો...જાણું કે પ્રેમ પ્રેમ કરો છો, તે મોંનો મોળ નથી; નગદ ખાતરી થશે......"

"ચાલ ત્યારે, ખરીદવા. કોણે ના પાડી છે અહીં. મનગમતી લેજે ને. કાચને બદલે સોનાની ન માગે, તે મૂરખ..."

"જાઓ જાઓ હવે. મશ્કરી છોડો. હું તો આ ચાલી. નુકસાન કર્યું ને ઉપરથી મશ્કરી કરી લઈ ઘેર જવાનું મોડું કરાવવા માંડ્યું છે. અમે તો જાણે કમાયાં..."

"ખરેખર, સોનાની બંગડી અપાવું. વિશ્વાસ રાખ. તારા શબ્દોમાં કહું, તો ખાતરી—પાકી ખાતરી કરી લે...."

"હવે બનાવો નહિ, બનાવો. કાચને બદલે સોનાની બંગડી કયો પુરુષ એકદમ અપાવી દે છે જે? અમને સારી પેઠે રમાડ્યા પછી જ તમે પુરુષો ન છૂટકે અને અમારી સાથેનો સ્વાર્થી સંબંધ લંબાવ્યે રાખવા ખાતર તમે લોકો ઘરેણાંમાં નાણાં રોકો છો..."

"અબઘડી સોનાની બંગડી અપાવું તો?"

"તો બોલેલું પાણું ખેંચું...ખાતરી થાય ખરી કે..."

એક જવેલરી માર્ટમાં બેઉનું જવું. સંખ્યાબંધ કિંમતી કામના નમૂનામાંથી એક જોડી પર પસંદગી ઊતરવી. મીના-કારી સુશોભિત પાતળા ઘાટની બંગડીઓથી હાથને દીપાવતાં નરેનની પાછળ પ્રિયતમાનું બહાર આવવું. જરા ખમચાવું અને બંગડીઓ હાથેથી કાઢી નાખી બ્લાઉઝમાં બનાવીને સંતાડી દેવી.

"કેમ? નથી પહેરવી..."

"ના, આપણાં લગ્નને દિવસે પહેરીશ. ત્યાં લગી સંતાડી રાખીશ..."

"બહેન; બા લડશે તો?"

"કહીશ કે, બંગડી તો મારાથી જ ફૂટી ગઈ... પૈસા આપો, તો બીજી ખરીદીને પહેરૂં..."

"કેવી જૂઠડી. ત્યારે અત્યારે મને ખર્ચ શું કામ કરાવ્યો? લગ્ન પ્રસંગે આનાથી ભારે ન લાવી આપત?"

પ્રેમિકાના ગાલે પ્રેમીનું આછી લપડાક લગાવવું. બેઉનું કૃતકૃત્યતા અનુભવતાં હસી પડવું. પ્રણય પંખીડાંને ખુશખુશાલ જોઈ રાહદારીઓનું ધ્યાન ખેંચાવું. નયનોમાં

નયનો પરોવી, સસ્મિત મુખડે બેઉનું પાંપણીના પલકારામાં પ્રાણ પ્રગટાવતાં તાલબદ્ધ ડગલે આગળ ધપવું. અંતે પ્રેમસૂચક સાંકેતિક હલનચલનથી હથેળીઓ હવામાં ઉછાળતાં બેઉનું છૂટાં પડવું...

પાકી ખાતરીનું આમ બીજું પ્રતીક પ્રિયતમાને હાથ પડવું...અને પછી? પછી તો ત્રીજું, અને ચોથું અને પાંચમું અને...અને અનેકાનેક. પછી તો પ્રિયતમાને ત્યાં પ્રતીકોના સંગ્રહસ્થાનની ઉત્તરોત્તર વૃદ્ધિ થયે જ જવી. પ્રિયતમાનો ફાંકડો ફોટોગ્રાફ, ફોટોગ્રાફને રાખવાની સુંદર ફ્રેમ, પ્રિયતમાનું નામ કોતરાવેલી મીનાકારી વીંટી, જ્યોર્જેટની સાડી, હીરા જડિત સાડીપીન, ટોઇલેટનો સેટ. પ્રેમની શ્રીમંતાઈ પુર બહારમાં મહોરતી જતી હતી....

એ જ ભેટોનું પ્રેમિકાને રૂપગર્વિતા માનુની બનાવવું. પ્રેમના મૂલ્યાંકનનું પ્રિયાનું ધોરણ પ્રેમ–કસોટીમાં પરિણમવું. 'શું આપ્યું અને શું શું આપી શકે' એ સાહેલી સાથે ચર્ચાનો વિષય બનતો. પુરુષે એ તો કરવું જ રહ્યું, છેવટે એના સંતોષ અને રંજનને ખાતર પણ. દરેક ભેટ પ્રસંગે પ્રિયાની ભાષા ઔપચારિક મીઠાશવાળી અને વિધિપૂર્વકની બનવી, જ્યારે પ્રિયતમનું પ્રફુલ્લ હૃદયે માત્ર નેત્રચમકારમાં રાચવું. "બસ મને જેટલી ન્યોછાવરી કરી શકાય, તેટલી કરવા દે. જગતમાં જેટલું સિદ્ધ કરી શકું, તે હાંસલ કરી તારે ચરણે ધરવા દે. મારા વતી એ સૌ તું સંઘર. મારી શોભા, કીર્તિ સફળતા સૌનો સુમેળ ત્યાં જ જામશે. મારી શાંતિ ત્યાં ને તેમાં જ છે." નવયુવકનાં નેત્રોમાંથી ઉદ્દિપ્ત થતી એક જ મૂક પ્રાર્થના.

* * *

"આજે તો તને અહીં મળવા આવવામાં મુશ્કેલી અનુભવવી પડી."

"કેમ વળી ?...હં... સમજી, રોજીંદું થઈ પડતાં બહાનું કાઢી છટકવા માગો છો." દૂરથી પ્રિયતમને સાઈકલ પર મળવા આવતો દેખી પ્રેમિકાનું સહાધ્યાયિનીઓથી ફંટાઈ સ્વાગતભર્યા સ્મિતે નવયુવક તરફ જવું.

"ના, તને અત્યારે કૉલેજથી ઘેર જતી આંતરવી, એ તો મારો આહ્‌લાદભર્યો હક્ક થઈ પડ્યો છે. તે સિવાય ધાર્યું મળાય કેવી રીતે ?"

"તારે મુશ્કેલી શું અનુભવવી પડી ?"

"ચાલ રેસ્ટોરાઁમાં...ત્યાં બધું જણાવીશ."

દર ત્રીજે ચોથે દિવસે ઉભય નાના બગીચાવાળી આ સુઘડ હૉટેલે આવતાં. બહાર નંખાયેલાં ટેબલ ખુરશીઓ પર સામસામાં ગોઠવાતાં. આજ પણ એ મુજબ જ.

"નોકરી તે નોકરી..." નિશ્વાસ સાથે કપાળે રૂમાલ લૂંછી નવયુવકનું દિલ ઠાલવવું. "સાહેબે, કોઈ દિવસ નહિ ને આજે કલાકની રજા આપવા અખાડા કર્યા. પણ તારે જ ખાતર તેને ગરમાગરમ સુણાવી, મારતી સાઈકલે આવી પહોંચ્યો...."

"બસ, તું એ નોકરી જ છોડી દે. અથવા તો ઉપરી બની જા...આ શું ? અને મારે ખાતર પણ તારે પ્રગતિ કરવી રહી..."

નવયુવક એક યુરોપિયન વેપારી પેઢીમાં આસીસ્ટંટ સેક્રેટરી છે. વિદ્યાપીઠની ઊંચી પદ્વી અને [illegible]ઢી વર્ષનો

નોકરીનો અનુભવ. મનમાં તે મેનેજર બનવાની પોતાની લાયકાતની ગણતરી કરી જુએ છે.

પ્રિયાની સામું જોવું. વિચાર ઉદ્ભવવો... 'આને એક અદના આસીસ્ટંટ સેક્રેટરીની પત્ની બનાવીને મારે આણવી? નહિ, એમ કેમ બને? મારા ઘરમાં ડગલાં માંડતાં તે મેનેજરની પત્ની બનીને આવશે. તેમાં જ મારો મોભો રહ્યો.'

"પ્રિયતમ, શું વિચાર કરે છે...?"

"કંઈ જ નહિ. તારા પ્રેમે પ્રસરાવેલા પ્રમાદને વશ રહી મેં પ્રગતિ ન સાધી. વચમાં બે તકો આવી ગઈ. હું મારી હરીફ પેઢીમાં મેનેજર બની ગયો હોત. ખેર, હલકી નોકરીમાં પડ્યા રહ્યાથી આજે એ ગરમ શબ્દો સાંભળવા પડ્યા અને સામા ડામવા પડ્યા. પણ છ મહિનામાં જોઈ લેજે ને? મારું સ્થાન કેટલું ઊંચું ગયું હશે..."

"બસ, એ સાચુ પાડીને મને ખાતરી કરાવી આપ. પ્રેમ શું કરી શકે છે, તે સૌ જોશે. હું તારા જીવનવ્યવસાયમાં વધુ ને વધુ લપેટાતી જઈશ. કેવી મઝા પડશે!"

વરસ દિવસમાં પ્રિયતમનું મેનેજર થવું. ખુશાલીના પત્રના જવાબમાં પ્રિયતમાનું લખવું કે...'આ શુભ પ્રસંગે શું ભેટ મોકલાવો છો? મારા તો મનોરથ છે કે, પ્રગતિ કર્યે જા અને વર્ષે...બે વર્ષે...પાંચેય વર્ષે આંગણે મોટર આવીને ઊભી રહે. તારી આ પ્રિયતમા તને અને મોટરને બેઉને શોભાવશે...'

પ્રેમિકાના શબ્દે નરેન કંઈક કંઈ પ્રવૃત્તિઓ ખેડે છે. પુરુષ જાતિ પરના બેવફાપણાનું આ અબળાનું મહેણું તેને ઘાયલ કરવાને બદલે પ્રેરકબળ નીવડે છે.

[ ૬ ]

'નરેન,

આજે તારા નામ જોડે 'વહાલા' શબ્દ નથી લખતી. જાણી જોઈને. કારણ સમજવું તારે શિર છે.

દશ દશ દિવસથી માંદી છું, પથારીમાં લોચાયા કરું છું પણ તું તો કમાવાની કેફીય લતે ચઢયો છે કે, હું ભુલાઈ છું. કોની સાંભરું ! પુરુષ જાતિને અમારી વિશુદ્ધ લાગણીઓની અને બલિદાનની પરવા ક્યાં છે? માંદગીમાં અપેક્ષા રાખ્યા કરતી હતી કે, તારા તરફથી ફૂલો આવશે, બિસ્કિટ આવશે, વાચન માટે હળવી રસિક નવલકથાઓ આવશે...પણ એક શબ્દ સરખો તારા તરફથી મને સાંભળવા કે વાંચવા મળતો નથી !

પ્રેમમાં એ ન ચાલે. તારી મહેરબાની પર મને જિવાડવાનું માંડી વાળ. મેં તો તને મારું જીવન સમર્પણ કર્યું છે. હું મરી રહી છું. મને તંદુરસ્તી ભેગી કરવી, તે તારા પ્રેમની જવાબદારી છે. અવારનવાર આવ. મારી પથારીએ બેસ; મને ખાતરી થાય કે, દુઃખમાં પણ તું સગો છે. મારા પિતાને તેં તેમની કટોકટીમાં પૈસાની મદદ કરેલી, પણ અહીં તેવી મદદથી જીવ કંઈ બચવાનો નથી. ખાતરી તો આવે અવસરે જ થાય.

લી......'

સ્વાભાવિક છે કે, એક ડૉક્ટર મિત્ર સાથે નરેનનું ખાતરી કરાવવા માટે ઊપડવું, પ્રેમિકાની સૂતેલી દેહ પર

ઝૂલી તેને આશ્વાસનો આપવાં અને આશાવાદથી ઉત્તેજિત કરવી. તેની તહેનાતમાં બેસી, નાની મોટી માવજતનો ભાર પણ સ્ફૂર્તિથી ઉપાડી લેવો.

[૭]

"અલી, હવે અમે પરણી જઈએ તો કેમ? મેં એમ. એ. ની પરીક્ષા તો આપી દીધી છે. પરિણામ જણાતાં તરત જ લગ્ન ગોઠવાય, તો મઝા પડે..."

"કેટલા વખતથી તમે લોકો પરસ્પરના સબંધમાં આવ્યાં ?"

"જો ને, હું ત્યારે ઇન્ટરમાં હતી, બરાબર સાડા ત્રણેક વર્ષ થયાં હશે..."

"સારો લાંબા જેવો ગાળો કહેવાય..."

"હાસ્તો. એટલે હવે પરણી જઈશું..."

"આટલાં વરસો દરમ્યાન તેં શું શું જોયું, અનુભવ્યું અને ગાંઠે બાંધ્યું..."

"નરેનનો સાચો પ્રેમ..."

"હં" બહેનપણીએ આંખ ઝીણી કરી શબ્દો તોળવા માંડયા. "તે વર્ષો દરમ્યાન તારે માટે તેણે ઘણું ઘણું કર્યું, નહિ?! તું જ કબૂલશે...પણ એ સૌ તેની શકિતને છાજતું જ...તેની અંદર રહીને..."

"કેમ ? એટલે ?"

"ખાનદાન અને પૈસાપાત્ર કુટુંબનું એ ફરજંદ છે અને તું નીચલા મધ્યમ વર્ગના કુટુંબની રહી...એટલે આવા સંબંધોમાં તેનો પ્રેમ એ એક ગાંડો ઘેલછાભર્યો શોખ જ હોઈ શકે."

"શા ઉપરથી કહે છે ?"

"એણે તને તેના કુટુંબમાં ખૂબ હરતી ફરતી કરીને ભેળવી દીધી છે ? પોતાના કુટુંબથી તારી સાથેનો સંબંધ તે શું ગુપ્ત નથી રાખતો..."

"તે તો ઊલટું સારું. આપણને તો મૂળ માણસ સાથે કામ છે ને ? લગ્ન થતાં તે જુદો પડી મારી સાથે એકલો રહેવા પણ ચાલ્યો જાય..."

"જો તું તેને એટલો બધો સ્વતંત્ર મિજાજનો માનતી હોય, તો નવાઈ કહેવાય. મેં તો જગતમાં એવો એકે પુરુષ નથી જોયો કે, જે સાડા ત્રણ ત્રણ વર્ષ પ્રેમ કર્યા કરે અને પરણવાની વાત સરખી પણ ન ઉચ્ચારે. પુરુષની અધીરાઈની તને ક્યાં ખબર છે ? અરે ત્રીજે જ મહિને તે ધડાકા કર્યા વગર ન રહે. તારી જ બાબત વિચાર. લગ્નની વાત તેણે કાઢી હતી, કે તું કાઢે છે ?"

"ના, હું."

"તો પછી...તારો સાડા ત્રણ વર્ષનો વ્યવહાર જગપ્રસિદ્ધ થયો. હવે તૂટતાં તારો કોણ હાથ ઝાલવાનું હતું ? ન કરે નારાયણ ને તેનું હૃદય જુદું જ નીકળ્યું, તો ? તારી આર્થિક સ્થિતિ પણ કેવી નીવડશે ? તારા બાપાજી ઓછા જ શ્રીમંત છે કે, તે તને જિંદગી ભર ટેકારૂપ નીવડે તેટલું આપી જશે..."

પ્રેમિકાનું સશંક બનવું. ત્રણ મહિનામાં પતાવી દેવાને બદલે સાડા ત્રણ વર્ષ...શોખ કે પ્રેમ...? શું શું ગણવું ? વિચારવું... ? જગતે તેને નરેનની જ માની લીધી હતી. એને બીજી કારકિર્દી સંભવે જ કેવી રીતે.

"ત્યારે મારે શું કરવું ?"

"મૂળ પંચાતી એ છે ને કે, તારો તેને માટેનો ઊંડો પ્રેમ છે; અને એમાં ને એમાં તને આજ લગી વહેવારુ સૂઝ પડી નહિ...તારા વિષે આગલો પાછલો વિચાર કરતાં લાગે છે કે, તું તેની પાસે તારા લાભનો દશેક હજારનો વીમો લેવરાવ અને પછી જ લગ્ન માટે દબાણ લાવ..."

ખરું તો...

નરેન તરફની એક વધુ ખાતરી. વીમો લેવાવો. નરેનને હવે ખાતરીઓની ભડક રહેતી નથી. તેનું વિશ્વ જ પ્રિયતમામય બનતું જાય છે.

"અને હવે .."

"બસ, લગ્ન કરી નાખી સુખી થા...પણ જોયું ને કે લગ્નના નિર્ણય પર તેને લાવતાં તને કેટલો શ્રમ ઉઠાવવો પડયો. હવે તું તારે પરણ અને સુખી જ થા..."

"એ તો થઈશું જ."

"સુખી નહિ કરે, તો કરશે પણ શું? સુખી કરવા તો 'દેહનું બલિદાન' આપવાની ખાતરીઓ તને આપ્યા કરે છે!"

"મૂઈ એવી ખાતરીઓ. ઈશ્વર એવો દહાડો ન ઉગાડે. તો તો હું વિધવા જ થાઉં ને?!"

"ખમ્મા મારી બહેનને...તું શું કામ વિધવા થાય. જીવનનું બલિદાન આપવાનું વચન આપવું, તે તો વીસમી સદીની રસમ છે...ઠંડે કલેજે સાંભળ ને ગીગલી.જીવ આપવા નવરું કોણ બેઠું છે. પહેલું તો એ જ વિચાર કે જીવ આપવાનો પ્રસંગ જ કેવી રીતે ઊભો થાય? અને પ્રસંગની

જેટલી મોહકતા હોય છે, તેના કરતાં તેની બીજી બાજુ—વિકટતા—દશ ગણી હોય છે. તે નજરે પડતી નથી માટે જ દુનિયામાં ડંફાસો હાંકયે રાખવામાં આવે છે ને? ખરું પુછાવે તો તારો નરેન પણ પાછો પડે. પોતાની શક્તિમાં રહીને પૈસાથી થતું તેણે સર્વ કર્યું અને પ્રેમનો શોખ પોષ્યો."

"હા, પોતાની શક્તિમાં રહી નરેને મને બધું જ આપ્યું. પણ તેમાં તો તે માણસની સરળતા અને સુલભતાની વાત રહી..."

"અને જો અહીં જ આડા આંક આવતો હોય, તો લગ્ન પછી તારે વધારે ભોગવવાનું પણ શું રહે છે. સૌ શોખ તેણે તને લગ્ન પહેલાં કરાવી લીધા છે. લાડ લડાવવામાં તેણે બાકી નથી રાખી. એટલે તો લગ્ન પછી તેના ઘરનું જીવન તને સંકુચિત અને ડોકિયાં કરતી નીરસતાવાળું લાગશે...."

"સાચે જ. મેં જેવાય અને માણી શકાય તેટલો પ્રેમનો વૈભવ જોયો. તેણે તે દેખાડયો. પણ લગ્નમાં અને ત્યાર પછી આ સૌથી નિરાળું માત્ર સંપૂર્ણ નિર્ભેળ પ્રેમનું સ્વરૂપ જ મારે તો અપેક્ષવું જોઈએ...."

"તો તો એક પ્રયાસ કરી જો અને ત્યાર પછી ગેટ છેક છેલ્લી આબાદ કસોટી...."

"શું?"

"પંદર દિવસ, મહિનો કે બે ત્રણ મહિના—તારી ધીરજ મુજબ—તેને મળતી જ નહિ. કાગળની ચબરખી મોકલવી પણ તું રહેવા દેજે. કદાચ રસ્તામાં મળવાનું થાય, તો મોં ફેરવી રસ્તો કાપજે; અને ઘેર આવે, તો બાજી

કામમાં પરોવાઈ હોય, તેમ ડોળ કરી તેની આંતરિક લાગણીઓ તપાસજે. પાડ તો આબાદ ભજવવો પડશે…"

શિખામણોના આધારે પ્રિયતમામાં કસોટીકારની અદા આવવી. નરેનનું ઊંચા નીચા થવું. તેનો એક પત્ર…બીજો પત્ર…ત્રીજો…પાંચમો…અને અનેક. હવે છેલ્લો :

પ્રિયતમે !

કઠોરતા ક્યાંથી આવી વસી ? મારા પ્રેમની ખાતરીના કરાર રૂપે આ પત્ર લખું છું. મારા આગલા પત્રોમાં અપાયેલાં વચનો હું સદાય પાળીશ. તેમાં મેં ભાષાનો દુરુપયોગ નથી કર્યો. જેમ જેમ મારી સ્મૃતિમાં હું તને ઘૂંટીઘૂંટીને ઊંડી ઉતારતો જાઉં છું, તેમ તેમ તું મને ભૂલતી જાય છે તે નવાઈની વાત. તારા નકાર મૌન માટે ખૂબ ગુસ્સો આવે છે. મનમાં થાય છે કે, તારા પત્રો તને પાછા મોકલી દઉં…પણ જો તું આવું વર્તન ચાલુ રાખે ને હૃદયભગ્ન થતાં હું મૃત્યુ પામું, તો એ પત્રપુંજ મારી ચિતામાં બળશે. હું પરલોકમાં સાબિત કરી શકીશ કે, આ પત્રો જોઈ ન્યાય તોળો. પુરુષ બેવફા નીવડયો કે સ્ત્રી ? ઠીક…તું ગમે તેવું વલણ અખત્યાર કરે, પણ મારી તો ઉમેદ રહ્યા કરશે કે, મૃત્યુને મીઠું કરવા માટે છેલ્લા શબ્દો ઉચ્ચારતાં ઈશ્વરના નામની પહેલાં તારો નામોચ્ચાર કરીશ.

મારાં વૃદ્ધ માતપિતાનો હું એકનો એક પુત્ર ન હોત, તો તારા મૌનની ઘાયલ બનતાં મેં આપઘાત કરવો જ પસંદ કર્યો હોત. ખુલાસો કરતો પત્ર લખશે ?

લી. તારો જ **ન.**

* * *

પત્ર પહોંચવો. તેના પર બેઉ સખીઓનું પઠન, પાઠન, મનન અને નિદિધ્યાસન થવું.

"લે મૂઈ, તું ખાટી ગઈ. મરવાનું લખે છે અને સાથે સાથે તેની જવાબદારીમાંથી છટકવાનું બહાનું પણ રજૂ કરે છે..."

"ત્યારે હવે ?"

"હું કહું છું કે, પરણી જ નાખ વહેલી તકે. આના કરતાં બીજો સારો અવસર નહિ આવે. જીવન સુધારી લે. માનવી કરી શકે તેટલું બધું જ તેણે બીચારાએ કર્યું. હવે..."

"આજ લગી તારી સલાહ મને સોનાની લાગી હતી. પણ હવે મારું આંતરચક્ષુ ખૂલે છે. મારે મારો નરેન માનવી તરીકે નહિ, પણ દેવ તરીકે જ જોઈએ છે. વૈભવ અને શોખ મને આંજી શકશે નહિ. એ માણસની પ્રેમની ગુંજાશ શું છે, એટલું જ માપી લઈ, તેમાં સફળતા મળતાં હું તેને લઈને કોઈ અવનવા પરીપ્રદેશમાં ચાલી જઈશ. નહિ તો એકાકી જીવન મારે મંજૂર છે."

"તું તો ગાંડી છે. લગ્ન અને પ્રેમ નોખી નોખી વસ્તુ છે. આપણે તો બીજાના વળતરરૂપ પહેલાને જ પકડવું રહે છે. મારો બોલ છે કે, તું પરણી જા. જીવન એ તો સમાધાન છે. અપૂર્ણતાઓની તડજોડી કરી લગભગ પૂર્ણતાની સ્થિતિ મેળવવાની અને આત્માની ઝંખનાઓ શાંત પાડવાની અદ્ભુત કીમિયાગીરી છે."

"તારામાં પણ નરેનની માફક શબ્દાળુતા આવતી જાય છે. આ પારખવાનું હું તારી જ પાસેથી શાખી

માટે તારો આભાર. પણ મારો છેવટનો નિર્ણય છે કે, લક્ષ્મી, વૈભવ, શોખ, એમાંનું કશું જ ન ખપે. ભિખારણ ભલે બનું, પણ જો એના તરફથી પ્રેમ મળશે, તો જ મારા જીવનની સાર્થકતા છે. અને પ્રેમનું સ્વરૂપ હવે હું જોઈ લઈશ..."

"કહું છું કે, એ કોડ રાખવા રહેવા દે. એ સ્વરૂપ ભયાનક છે..."

"ભયાનકને રમ્યતામાં ફેરવી દે, તે જ સાચી સુંદરી, અને શું તે હું નથી?"

"તે તું જાણે."

"ચાલ ત્યારે, હવે એક અને છેલ્લો ઉપકાર કરી લે. મને પેલી કસોટી બતાવ..."

"પાકો નિર્ણય કરી લીધો?!"

"હા, જવાબદારી સાથે..."

સખીનું પ્રેમીકાના કાનમાં ગુંજવું. યંત્રને ગતિમાન કરવાની જ માત્ર કળા બતાવવી...

[ ૭ ]

શહેરની શેનકદાર ઇમારતમાં આવેલી "ભારત કલા" રંગભૂમી પર નટરાજ ઉદયશંકરનાં નૃત્યનું આયોજન. રોશનીના પુરબહારમાં રંગભૂમિની નજીકની બેઠકોમાં રૂપ, વૈભવ, પરિધાન કલા વગેરેનું જમા થવું. ખૂણા પરની એક બેઠકમાં નિસ્તેજ બનતા જતા નરેનનું સ્થાન લેવું. છેલ્લા પત્રનો ઉત્તર ન આવતાં તેનું દિવસોથી ગૂંચાયા કરવું. પ્રિયાના પ્રેમવિહોણા બનેલા નિઃસહાય પ્રેમીનું સ્વાભાવિક રીતે આજુબાજુનું સુખી જગત નીરખવું. ત્યાં તો નટરાજના નૂપુરઝંકારે સૌને એકચિત્ત કરી દેવાં.

નૃત્ય ઉપર નૃત્ય. સવાયું અને આગલાને ભૂલાવે તેવું. અર્થવાળી, પ્રેરક અને આહ્‌લાદક...છેક છેલ્લું શિવ-તાંડવ. ડમરુનું વેગીલા બની તાલબદ્ધપણે ગડકવું અને માનવહૃદયો ધ્રૂજાવી દેવાં.

માત્ર આ જ કાર્યક્રમથી નરેનનું નૃત્યકલાની આ વાનગી સાથે તન્મય થવું, તેના અંદરના અહંનું જાગૃત થવું. સંહારનું કેવું મોહક દર્શન ! મૃત્યુમાં સંતાતી લપાતી રહેલી શાશ્વત મીઠાશની નરેનને ઝાંખી થવી. ચિરશાંતિ આરાધવાનો ઉત્કટ મનોરથ જાગવો. બસ, પૂર્ણતાનો જામ આજે હોઠે અડાડાશે. ઘોર નિરાશામાંથી કેવી દિવ્ય ઘડી સાંપડવી ! સંસારની ક્ષણભંગુરતાથી નિર્લેપ બની અમરધામનો પ્રકાશિત માર્ગ પામવાની કેવી ઉમદા તક. તેના હૃદયનું શિવને ચરણે ઝૂકવું... ...

છેવટનો પડદો પડવો. પ્રેક્ષક મંડળનું બહિર્મૂખ થવું. નરેનનું અંતરધ્યાનમાં ખૂંતાવું. શરીરનું આપોઆપ ઊઠવું. અને દરવાજા કને...ત્યાં પહોંચતા જ નેત્રોનું એક ઘૃણાત્મક દૃશ્ય ઝડપવું—નેત્રોને તેમ કરવા ફરજ પડવી. પ્રિયતમાને કોઈ અજાણ્યા પુરુષ સાથે બહાર નીકળતી જોવી...

નરેનને પોતાની કસોટી કરતું આ દૃશ્ય અનહદ ઉપકારક લાગવું. સર્વસ્વની હાર પછી હૃદયનું એકદમ હળવું બની જવું.... ...પણ બીજી જ ક્ષણે...વરસોની સ્મૃતિઓના રંગે રંગાઈ અદ્વિતીયતાની સમાધિમાં લહેરાવું... ...વિરહ —એકલતા અસહ્ય લાગવી...

નરેન શહેર છોડે છે. સીમાડા વટાવી અરણ્યના માર્ગે પડે છે. ચોમેર કાળો અંધકાર ઢોળાયેલો છે, છતાં, તેનાં નેત્રો તો પ્રકાશને સુરેખ જુએ છે. પૂણીમાંથી તાર વણાતો આવે,

તેમ આપોઆપ અને આસાનીથી તેને આગળ અને આગળ ધપવાનો માર્ગ વણાતો આવે છે. એક સુંદર વહેળો આવે છે. તેના પર નાનોશો પુલ નજરે પડે છે. રેલવેનો માર્ગ તે ઉપરથી પસાર થાય છે—દેશના વ્યવહારની જીવનદોરી સમો. નરેન ત્યાં જઈને ઊભે છે. વહેળામાં અવિરત ખળખળ વહેતાં નીર તેને નટરાજના તાંડવ વખતે વાગતા અને ગાજતા કરાળ ડમરુના થડકારા સ્મરાવે છે. દૂર દૂરથી ધસમસ્યે આવતી આગગાડીનો ખડખડાટ તે સર્વનાશના સંગીતમાં ભળે છે. ગાડી ગજબનાકના તાનપલટા લેતી લેતી, વેગને મંથને ચઢાવતી, આવ્યે જાય છે...જગતમાંની તેની સફળતા અને સાર્થકતા, માતપિતાનો પ્રેમ, ભગિનીઓનું હેત, પ્રેમિકાની રઢ—કશું જ અત્યારે તેના વ્યક્તિત્વમાં મોજૂદ નથી. અરે, ખુદ વ્યક્તિત્વ જ નંદવાયું છે. સહસ્રધા બનતું જીવન મૃત્યુની વિશાળતા કબૂલ કરે છે. અંતરમાં જરાય ગડમથલ માલૂમ પડતી નથી. બધું નિશ્ચિત છે અને સમયસરનું છે... ...

યંત્રયુગના ફિરસ્તાનું તેના લાવલશ્કર સાથે આવવું. વગડાની નીરવતામાં ગાડીના અવાજ સાથે નરેનની છેલ્લી સ્તુતિના રણકદાર શબ્દોનું ગાયબ થઈ જવું.

**तं नमः सात्त्विकं शिवम् ।**

અગ્નિરથના માર્ગમાં નટરાજ શિવ સાથે પોતાના અસ્તિત્વને મિલાવી દેવાની અધીરાઈભરી તમન્ના દાખવતાં નરેનનું ઝૂકી પડવું... ...

* * *

માનવી માનવીની કસોટી કરનાર કોણ? તેને અધિકાર પણ શો?

# [ ૧૦ ]

# પ્રસૂતિ



દુનિયાને જાણે કે એ વાતની નવાઈ નથી; પણ કિશોરાવસ્થાને છેલ્લી વિદાયવંદના કરી અગમ્ય નવતારુણ્યના પ્રવેશદ્વારે ડગલાં દેતી રૂપકુંવર તો, એ સમાચાર સાંભળીને આશ્ચર્ય અને કુતૂહળથી ક્ષુભિત જ બની ગઈ. ખરું પુછાવો, તો એ બાબતના રહસ્ય સ્ફોટે તેના સમગ્ર જીવનપ્રવાહને એકદમ અણકલ્પેલી દિશામાં વાળવો શરૂ કર્યો. ત્યારથી જ તેનું મન, હૃદય અને આત્મા ફટકયાં હતાં અને તેનો સારો ય ભૂતકાળ અકસ્માતથી છેદાઈ, વછૂટીને વેગળા પડેલા મૃત–અંગ સમો બની ગયો હતો... ...

ટપાલમાં બાપાજી પર ખબર આવ્યા હતા કે, ચારેક વરસ મોર પરણાવેલાં મોટી બહેન “ ઈશ્વિરકૃપાથી 'સગર્ભા' થયાં છે ”... એ 'સગર્ભા' શું ?

“બાપાજી, ત્યારે હેં, એ 'સગર્ભા' એટલે શું ? મોટી બહેન... ...” શબ્દ ઉપર ભાર મૂકી રૂપકુંવરે સાપોલિયાં જેવાં તરવરાટ કરતાં નેત્રો વિહ્વળતાપૂર્વક નચવીને લાડપૂર્વક વડીલને પૂછ્યું.

"જા, અહીંથી મૂઈ..."

બાએ પણ ઉડાવીને, તતડાવીને વણઉત્તરે તગડી મૂકી. સૌએ એ સાદી ગૂંચ સરળતાથી ન ઉકેલી આપી તે ન જ ઉકેલી આપી. એટલું જ નહિ, પણ દાંત કાઢી તેની નિર્દોષ જિજ્ઞાસાને ભોંઠી પાડી; તેના નિર્દોષ, કોમળ, ખીલતા વ્યક્તિત્વને અવગણ્યું–અપમાન્યું. તે દહાડે નિશાળમાં પણ સીતાસ્વયંવરની કવિતા ભણાવતા માસ્તર સાહેબને પોતાની કસૂંબલ ચૂંદડીમાં ફાકું કાઢી રહેલી અને મુગ્ધત્વ પામતા પોતાના દેહભાવને સ્વાભાવિક રીતે સંતાડતાં સંકોચી રહેલી આ ગ્રામકન્યાએ પ્રશ્ન પૂછ્યો.

"હેં સાહેબજી, તે...આ...સગર્ભા એટલે શું? એનો અરથ કંઈ? મારાં મોટા બેન..." વર્ગમાં અને પાતળાં પાટિયાંના પડદાની દીવાલો બનાવી દઈ ઊભા કરેલા આજુ બાજુના વર્ગોમાં—જ્યાં જ્યાં તેનો અવાજ પહોંચ્યો, ત્યાં ત્યાં બધે અટ્ટહાસ્યના ખીખિયારા ગાજી ઊઠયા. માસ્તર સાહેબ શરૂ શરૂમાં લજવાયા, ભોંઠપ પામ્યા; પણ આ બલા તો નિર્લજ્જ બની પોતાના જેવા આધેડ વય વટાવી ચૂકેલા મહેતાજીને ફેવળ બનાવવાનો તાગડો જ રચી રહી છે એવો કપોલકલ્પિત ખ્યાલ કરીને ભડકયા.

"પૂછજે તારા ધણીને...પરણે ત્યાર પછી..."

રૂપકુંવરને ઘૃણાત્મક હાર મળી. આખો દિવસ તે શાળામાં સૂનમૂન બેસી જ રહી. ઓઢણીમાં મોં સંતાડી એક ખૂણામાં વિચારો અને લાગણીઓના વેગીલા વમળમાં તરતી ડૂબતી તે ગોથાં ખાતી હતી. ત્યાર પછી અને થોડા વધુ દિવસો તો તે બહેનપણીઓના વૃંદના કંઈક બીભત્સ અને કંઈક રમૂજી ટીખળનો

ભોગ બની રહી. એ દરમ્યાન આ ઘવાયેલી હરણીનું બોલવું, ચાલવું, વર્તવું—સૌ પ્રવૃત્તિ માત્ર—કઢંગી, કૃત્રિમ અને ચીડિયા બની ગઈ. એક સાદું સીધું રહસ્ય આટલી ઉંમર લગી પોતે કેમ જાણી ન શકી? એ પ્રશ્નની અનુત્તરતાએ તેને ઉલ્લુ બનાવી હતી.

[ ૨ ]

એવી અન્યમનસ્ક દશામાં થોડા દહાડા બાદ બપોરના સમયે તે ઓટલે પગનાં ટૂંટિયાં વાળી, ઘૂંટણ પર ટેકવેલા હાથે એક ચીંથરાના તાણાવાણા ઉકેલતી બેઠી હતી. તેવામાં પાડોશના વીરચંદની વહુ કૂવેથી પાણી ભરી, આછા ઘૂંઘટામાંથી પ્રગટ થવા થનગનાટ કરતા પોતાના મુખચંદ્રને છુપાવવાના ઉપલકિયા પ્રયત્ન કરતી ત્યાંથી પસાર થઈ.

"કેમ નણંદબા, આજે નિશાળે કંઈ નથી ગયાં? શરીરને તો સુખ છે ને?" પાંચ છ હજારની વસ્તીવાળા ગામમાં પૈસાપાત્ર હોવાને કારણે નગરશેઠ જેવા લેખાતા આસમીની દીકરીને સારું લગાડવા જરા મુલાયમ મીઠપભર્યા અવાજે અને મરકતા મુખડે સાધારણ સ્થિતિની આ ગ્રામવધૂએ પ્રશ્ન પૂછ્યો.

"ઉં...હું..." ચીંદરડામાં ને ચીંદરડામાં ડોળો તથા મન ખૂંતેલાં રાખી રૂપકુંવરે ન છૂટકે ટૂંકો જવાબ વાળ્યો.

વીરચંદની વહુને કંઈક મર્માળુ ભેંડાણુ લાગ્યું. તે પાસે ગઈ અને બેડું ઓટલે મૂકી, મોટા ઘરની કંઈક જાણવાજોગ રહસ્યકથા કળવા મળશે તે લાલચે, આ રિસાળ છોકરીને વાતે વાળવાનો કસબ અજમાવવા લાગી. મનામણાં અને હાંસાતોંસી કરી કરીને તે રૂપકુંવરને પોતાને ઘેર ચા

પીવા ખેંચી ગઈ. ઘરમાં ખૂબ શાંતિ, ઠંડક, નિરાંત અને નીરવતા હતી. વીરચંદની આ જુવાન પરણેતરમાં અજબ મોહિની હતી. તંદુરસ્તી અને તાજગીભર્યા સૌંદર્ય અને નિર્વ્યાજ સ્નેહથી નીતરતું તેનું વ્યકિતત્વ સૌને અને તેમાંય ખાસ કરીને પરણવા યોગ્ય થયેલી કુમારિકાઓને અચૂક આકર્ષી જાય તેવું હતું. તેણે પેલી ધૂંધવાયેલી એકાકિની સાથે કુનેહભરી વાતચીતથી સહૃદયતાના તંત બાંધી દીધા.

આ નાનકડા નિવાસમાં બે જ હૂતોહૂતી ર્‌હેતાં હતાં–વીરચંદ ને તેની લક્ષ્મી. તેથી નાનકડું આ ઘર મુકત અને સુખદ આત્મીયતાની કુંજ જેવું રળિયાત લાગતું હતું. રૂપકુંવરને અહીં ઘર કરતાં પણ ઘણું ગમી ગયું. તેનો તડફડાટ અને ઉશ્કેરાટ ઝડપભેર શમતાં ચાલ્યાં. પોતાથી દશેક વર્ષે મોટી લક્ષ્મીમાં વડીલ, બહેન, મિત્ર અને માર્ગદર્શિકાનો સુમેળ સધાયેલો તેણે જોયો.

તેથી તેણે પેલી આંતરગૂંચના જવાબ માટે હળવેક્ષો પ્રશ્ન–પ્રયાસ કરી જોયો. ચાની છેલ્લી રકાબીએ બેઉ વચ્ચે મૈત્રીના ગાઢા ઘરોબાની હવા પ્રસરાવી દીધી હતી, ત્યારે તેણે પૂછ્યુંઃ

" અલી લક્ષ્મી,...પૂછું કે ન પૂછું ?..."

" બહેન પૂછને...મારાથી શું છૂપું રાખવાનું હોય ! ઊલટું મારા જેવી તો મદદેય કરે...."

" નારે ના, મદદની કંઈ વાત નથી. પણ અલી હું તો જરા જાણવા એમ પૂછતી હતી કે, આ 'સગર્ભા' એટલે શું ?"

" ઓય લે ! એટલુંય નથી જાણતી ઠીકલી... ઠાંડા રહેવા એ..."

બસ ! એટલું જ ? ! રૂપકુંવર એ વિષે કંઈક કંઈક ધડમાથા વગરનું તો જાણતી હતી. તો તો પછી આવો– 'સગર્ભા'–જેવો ભારેખમ શબ્દ કાગળમાં ચીતરી મારી બનેવીએ પોતાને કેવી મનોવિપત્તિમાં મૂકી દીધી હતી !

"બહેન, ભણેલાનાં કામ એવાં," એ ધીમેથી બબડી. ઠીક છે કે, લક્ષ્મી ફાઇનલ પાસ થઈ હતી એટલે એ આવા શબ્દના અર્થ જાણે; પણ સાદી ભાષામાં ફોડ પાડતાં બનેવીને શું શૂળ ઊપડતું હતું !

"ગાંડી, કાગળમાં એવું એવું ન લખાય. એણે શબ્દ વાપર્યો છે, એ સાચો છે."

પણ આટલેથી "ઈડરિયો ગઢ" જીત્યાનો સંતોષ એ ઉંમરે રૂપકુંવરથી માણી શકાય તેમ નહોતો. અલ્પ, અધૂરા ને અધકચરિયા જ્ઞાનને ગાળી નાખી તેને પોતાના જ્ઞાનનો પાયો વ્યવસ્થિત, ઉપયોગી ને ઉપકારક બનાવવો હતો.

"ત્યારે બહેન, આ છોકરાં કેવી રીતે રહેતા હશે ?"

આજે—નહિતર કદાપિ નહિ. રૂપકુંવરને એક ઝડપી પણ નિર્ણયાત્મક પસંદગી કરીને પ્રશ્ન પૂછવાનો હતો. તે તેણે મુઠ્ઠીમાં બળ એકત્રિત કરી પૂછ્યો. વયે તેને અધિકારિણી બનાવી હતી; છતાં પણ એટલા શબ્દો ઉચ્ચારતાં તેની જીભ થોથરાઈ ગઈ, વિહ્‌વળતા ને શરમે તેના શરીરમાં ઝણઝણાટી પ્રસરાવી દીધી ને પછી પરસેવામાં લદબદ કરી નાખી. તેના આ જટિલ પ્રશ્નનો કડીએ કડી મેળવી સવિસ્તર ખુલાસો કરવા માટે 'લગનનું આખુંય શાસ્તર' એક અણુઘ, ભોળું, અધીરું હૃદય જુગુપ્સા ન પામે તેવી રીતે આ બાળસુંદરીને રસપૂર્વક સમજાવવાનું પરોપકારી કૃત્ય પરમાર્થી લક્ષ્મીએ માથે લીધું.

ગાલમાં આંગળીઓ ઘોંચી તથા કૂખમાં ઝીણી ઉત્તેજક ચૂંટલીઓ ખણી આ નાની બહેનપણીને તેણે પહેલાં તો જરા ચગાવી; ઊઠબેસ અને દોડાદોડથી તેની પાસે જરા ધમાચકડી કરાવી; આંગળીનાં ટેરવાંથી મોં પર આછી સ્નેહાળ લપડાકો લગાવી તથા શરીરે ઠેકાણે ઠેકાણે ગલીપચી કરી તેને બેવડી કરી મૂકી; છાતી સરસી ચાંપીને મોઢે, ગાલે, ડોકે, ખભે વગેરે ઠેકાણે ઉમળકા ભેર બચીઓ કરી, તેને થકવી નાખી અને પછી અસ્તવ્યસ્ત કપડે પોતાની સોડમાં તાણી, હીંડોળા ખાટે બેસાડી. એ રીતે તેણે ક્ષોભ, બીભત્સતા કે ખોટી શરમની નજરબંધી કરી લીધી અને જ્યારે લક્ષ્મીને ખાતરી થઈ કે, પોતાના પ્રશ્નના ઉત્તરની જ્ઞાનગંગા ઝીલવા માટે રૂપકુંવરમાં શરતરૂપે પૂર્વભૂમિકા રચાઈ ચૂકી છે અને વાતચીતની છણાવટ માટે યોગ્ય વાતાવરણ ઊભું થવા પામ્યું છે, ત્યારે તેણે સર્જનના રહસ્યની રસમય કથાના હીંડોળે પોતાની સખીને ચઢાવી દીધી.

રૂપકુંવરને તો અગમનિગમમાં વિહરી આવવા જેવું લાગ્યું. તેની સુખદ સંવેદનશીલ તૃષા અને કૌતુક તો કેમે ક્યાં જાણે છીપે જ નહિ. તેને લાગ્યું કે, નારીજીવન, નારીદેહ અને નારીહૃદયના પ્રેમની સહેજેય સરસાઈ કરી શકે તેવી અદ્‌ભુત દિવ્ય કરામત જગતકર્તાએ વિશ્વમાં ક્યાંય સર્જી નથી. રસ અને રહસ્ય તેને એકાકાર થઈ ગયેલાં જણાયાં. કેવો ભાગ્યશાળી એ દિવસ, કે જેના પ્રભાતે તેનો આત્મા નારીદેહભાવે આ જગતમાં અવતર્યો હતો, તે ખ્યાલે તેનું હૃદય નાચી ઊઠ્યું.

"હે બહેન પછી ?... પછી ?..." અને એ પ્રશ્નની પુનરાવૃત્તિ થયે જ જાય અને એકની એક વાતો અનેક અવનવા

સ્વરૂપે, કલ્પનાને ભભકમાં આંજી નાખે તેવી રીતે રોચક બનાવી બનાવીને લક્ષ્મી રૂપકુંવરને કહેતી જાય. લક્ષ્મીની પરોપકારી પ્રેમભીની વૃત્તિ અને વાણી ન કંટાળી, તેમ રૂપકુંવરની ગ્રહણ શક્તિય ન થાકી; પણ ભગવાન રવિદેવ ક્ષિતિજને સીમાડે નિવૃત્તિ અર્થે ઉતાવળા થયા. સંધ્યાવેળા થતાં રૂપકુંવરને ઊઠવું પડયું. જતાં જતાં તેણે વીરચંદના દીવાનખાનામાં હળવે પગલે નખરાં ને તોરથી ચાલતાં ચાલતાં છબીઓ જોવા માંડી. એમાંની એક—ચપળ જેવા, સ્વાસ્થ્ય કે સુડોળપણાના ઢંગ વગરના, લજામણા વેશમાં માત્ર માનવઆકૃતિનો ખ્યાલ આપી રહેલા વીરચંદની—છબી પર તેની નજર પડી.

"આ કોણ, બહેન?" રૂપકુંવરની આંખો ને બુદ્ધિ ઓળખાણ માટે અકળાવકળા બન્યાં. લક્ષ્મી જરા સલજ્જ બની હસી. બહેનપણીને ધીમો ધક્કો માર્યો.

"બીજો તે મારા ઘરની બેઠકના ખંડમાં કોણ હોય? તમારા ભાઈ...લગન ભોરની એમની છબી."

"ઓય મા! ત્યારે તો લગભગ દશ વરસ પહેલાંની મુરત..." કિશોરીએ નારીસ્વભાવસુલભ મીઠપથી આશ્ચર્ય પ્રગટ કર્યું. સ્મૃતિનોંધોને તળે-ઉપર કરી જોતાં તેને ભૂતકાળનો વીરચંદનો આછો પાતળો ખ્યાલ આવ્યો. મા બાપ વગરનો રવડતો રખડતો એક છોકરો પોતાના બાપને ત્યાં આશ્રય ઢૂંઢતો આવે છે; ત્યાં રહી નામુંઠામું શીખે છે ગુમાસ્તાગીરી કરે છે; જાત ઘસી નાખી કંઈક બે પૈસા બચાવે છે; એ ખર્ચીને પરણે છે ને લક્ષ્મીને પાલવે પડે છે. પછી તો તે સ્વતંત્ર બની પોતાની નાની સરખી કાપડની હાટડી માંડે છે....ગમે તેમ છતાં પણ વાણિયાનું

ફરજંદ ને ! અને તેમાંય તેને ભવાટવીમાંથી સામાન્ય સફળતાની કેડી પર ચઢાવી દેનાર તથા પ્રગતિ કરાવનાર 'કાર્યેષુ મંત્રી' મળી; ધંધામાં કંઈક બરકત થતાં દંપતી દાળભાત શાક અને રોટલીના 'રાજયોગ' ભેગાં થયાં. લગ્ન પછી લક્ષ્મીના નારીત્વે તેને પામરમાંથી કેવો ફૂટડો નવજુવાન નર બનાવ્યો ! અને પોતાની કલા-કરામતથી તેનું જીવન કેવું પલટાવી દીધું ? જીવનમાં યૌવન અને જાતીયવૃત્તિનાં કેવાં પ્રેરક જાદુ ગૂંથાયેલાં છે ! ?

ઘેર જતા પહેલાં તે લક્ષ્મીને ઉમળકા ભેર જોરથી ભેટી. આજનું જ્ઞાનવિમુગ્ધ સંદર્શન કરાવવા માટે ગુરુદક્ષિણા રૂપે તેણે લક્ષ્મીને એક હૂંફાળું ચુંબન ચોડી લઈ ઘરનો માર્ગ પકડયો. એને ચાલી જતી ટગરટગર જોઈ રહેતાં લક્ષ્મી મનમાં બબડી : " હું કેવી ઘેલી ! હાસ્તો ઘેલી. ભગવાન એને સુખને રસ્તે વાળે...વાળશેસ્તો. ભાગ્યશાળી માબાપને ઘેર જનમ લીધો છે.... ...નમણો ચહેરો ને તેજ તેજના અંબાર વરસાવતો કંચનવર્ણો દેહ પણ બ્રહ્માએ જાણે કે ફુરસદે ઘડીને દીધો છે..."

રૂપકુંવર સાથેની વાતોના ભરતી-ઓટમાં નાહી, પુનઃ નવોઢાનો પૂર્ણ રસદેહ પામી ન હોય, તેવી તાજગી અને મધુરપ લક્ષ્મી અનુભવી રહી હતી; અને તેવામાં જ વીરચંદે ઘરમાં પગલાં માંડયાં. " આવો શેઠ " કહી તેણે પ્રેમાળ લહેકાથી સસ્મિત પતિને આવકાર્યો. નવી રંગતની અપેક્ષાનાં પાણી વીરચંદના મોંમાં લાગલાં જ વછૂટયાં.

[ ૩ ]

—અને બીજી જ સવારે....

" લક્ષ્મીબહેન ! " રૂપેરી ઘંટડીના નિનાદ સરખી મુલાયમ બૂમ મારી રૂપકુંવર હાજર થઈ ગઈ.

લક્ષ્મી તેને જોતાં જ અવાક્ બની ગઈ ! સીધા ટટ્ટાર સોટા જેવા, આછાં ઉન્નત સ્તનોને નારીગૌરવના અલંકારો ગણાવી શોભાવતા રૂપકુંવરના દેહ પર, તેણે ગઈકાલની કિશોરીનો પત્તો આપતું એક પણ એંધાણ ન ભાળ્યું. તેણે તેના પર જોયો પુખ્ત ઉંમરની નારીનો શ્વેત, સાદો, ઝમકદાર, તસતસતો કબજા–ચણિયા ને સાડીનો પોષાક ! બાર કલાકનું એ અદ્દભુત પરિવર્તન ! અને તે પણ એકલા વસ્ત્રે, અલંકારે કે દેખાવે માત્ર નહિ પણ વ્યક્તિત્વ અને વર્તાવમાં પણ ખરું !

"ઓહો !" નેત્રો ચમકાવતાં લક્ષ્મી હસી પડી.

"બ્હેન, આજે તો તારા જ હાથે મારા કપાળમાં તું ચાંલ્લો કર. એટલા માટે જ ખાસ કરીને તને હેરાન કરવા વહેલી નાહી પરવારી અહીં દોડી આવી છું."

નીચલા હોઠને લંબાવી મોંનો ચાળો કરતાં વહાલભેર લક્ષ્મીએ તેને આવકારી લીધી અને ભારે વિધિપૂર્વકના કોઈ દબદબાને ન્યાય આપવાનો હોય, તેમ તેણે રૂપકુંવરને ભીંત–કબાટના આરસા સામે ઊભી રાખી, તેના મુખકમળ પર સવાઈ શોભા પ્રસરાવી મૂકે તેવી નાની સૌભાગ્ય ટીલડી કરી. પંદર વર્ષના જીવનમાં કયારે પણ રૂપકુંવરે આજ અત્યારના જેવું ગંભીર, નિશ્ચળ, શ્રદ્ધાવાન અને સલુકાઈભર્યું મોં નહોતું રાખ્યું. લક્ષ્મીને તેણે વંદના કરી અને પૂર ઝડપે મૃગફાળ લેતી તે દોડી ગઈ....

...તે દિવસથી રૂપકુંવર પોતાની જાતને એક સંપૂર્ણ વિકસિત નારી માનવા લાગી. પોતાની સમોવડી કિશોર સાહેલિયો તેને છોકરમત, અછકલી, ક્ષુલ્લક અને ચિબાવલી વેંત જણાઈ. શું સ્ત્રી કે શું પુરૂષ—સૌમાં તે મનુષ્યત્વ

જુદા જ દૃષ્ટિબિંદુથી જોવાની મથામણમાં પડી અને તેમ કરતાં કરતાં તેને નિરાશા સાંપડતી ચાલી. જગતની આ અગણિત માનવજીવાતમાંથી કોઈને કેમ લક્ષ્મી કે પોતાની માફક જીવનની ધન્યતાનો મર્મ અથવા તો પોતાનામાં રહેલી અપાર ગુપ્ત માનવશક્તિ અને રસિકતાની સભાનતા થતી નથી ? તેનું હૃદય તેને જ્યારે ને ત્યારે આ જ પ્રશ્ન પૂછતું. સૌ સાચું પૂર્ણ જીવન જીવવા કેમ ઇચ્છતું નથી ? પણ પછી તો તેણે આવા પ્રશ્નોની પરંપરાને ઝડપભેર ખોળંભે નાખી. તે છેક જ આત્મલક્ષી બનતી ચાલી. ધ્યેયને જાણી લીધાનો તેને સંતોષ વળ્યો હતો અને જીવનની સાર્થકતાને સમજવાની પ્રજ્ઞા તેને લાધી ચૂકી હતી. તેથી તેનામાં કૂપમંડૂકિયા જગત તરફ અલિપ્તતા આવી. જીવનકલાની સભાનતાએ તેનામાં ખુમારી, અક્કડપણું, વ્યવહારમાં કંઈક અહંભાવી તોછડાપણું અને સત્ત્વભર્યું વ્યક્તિત્વ પણ આણ્યાં હતાં. તેણે પોતાની આસપાસના યુવાનવર્ગનું પાણી અને હીર માપી જોયાં પણ તેમનામાં કશું જ બળ્યું નથી, તેમ માલૂમ પડતાં, સ્વચારિત્ર્ય પ્રત્યેનો તેનો પ્રેમ વધારે મમતા ને મમત્વ ભર્યો બન્યો. "આપણને તો કોઈ વીરચંદ જેવો કે બનેવી જેવો ગુણિયલ વર જોઈએ...." તે મનમાં અંદાજો બાંધતી, ચિત્તપ્રદેશે ભાવનાના ચોકમાં કલ્પનાના વિવિધરંગી મરોડદાર સાથિયા પૂરતી અને લક્ષ્મી આગળ મુક્ત ભાવે પોતાના મનોમંથનોનાં સોણલાં ગાતી.

માબાપને પણ ગાંઠવું તેણે નેવે મૂક્યું હતું. પૈસાપાત્ર કુટુંબની લાડકોડમાં ઊછરેલી દીકરી હોવા છતાં પણ, તે હવે લક્ષ્મીની સંગાથે ગામને પાદર ગાઉએક દૂર આવેલા કૂવે પાણીનાં બેડાંની હેલ્યોની લાવણી લઈને ભરબજાર વચ્ચે

થઈને કરવા લાગી. કડપભેર જોબનની પરાકાષ્ઠા પકડતો તેનો દેહ લાલચુ નજરવાળા છેલબટાઉ, નિરુદ્યમી જુવાનીઆ ને પુરુષવર્ગને પડકારતાં, તેમનાં મોતિયાં મારી નાખતો હતો. તેનો કરપ આજુબાજુનાં સૌને ભીંસ દેતો અને સત્તાશીલ બનતો ચાલ્યો. વેવલાં વેંતિયાંઓના આ સંસારમાં પોતે એક મહાવૃક્ષ બની વિકસવા માગતી હતી. એ મહાવૃક્ષની ઘટાની રક્ષણાત્મક, સુખદ, શીતળ છાયામાં તેને પોતાનો ભાવી સંસાર ઊભો કરવો હતો. તેની આવી આવેગશીલ મહોન્મત્તતાનો વિવેકપુરઃસરનો અંકુશ માત્ર લક્ષ્મી જ હતી.

[ ૪ ]

દીકરીના દેહે યૌવનની ફૂલવાડી જોતજોતામાં ખીલી ઊઠી છે, એ વાત માની ગણુતરીબાજ ચકોર નજરથી ચસ્કી ન શકી. તેણે માપી જોયું કે, વૃત્તિઓ, વિચારો ને વર્તાવ પણ પલટો લઈ રહ્યાં છે; અને જુદી દિશાનો પવન ફૂંકાતાં જીવનનાવ જુદી જ ગમ ધસમસ્યું જાય છે.

"શેઠ, ધાર્યા કરતાં અવળ વહેલી આવી પહોંચી છે, અને હવે ચપટી વગાડતામાં કન્યાકાળ ખલાસ થશે. ત્રણ ચાર મહિનામાં ચેતીને સૌ આટોપી લો." પતિને ડાહી વાણિયણે જાણ કરી.

"વર? વર તો ગજવામાં છે. પણ માવિતરના ઘર આંગણાનાં અમૃત હજુ વરસ બે વરસ ભલે ધરાઈ ને પીએ. શું ખાટું મોળું થઈ જાય છે?"

"ચારે કોરનો વિચાર મેં કરી જોયો છે અને પછી જ આ ટહેલ તમારી આગળ નાખું છું. ઘર બહાર વાત થઈ ને

ફરે છે અને ઘરમાં તો એકલવાઈ બેબાકળી થઈને આંટાફેરા મારે છે. કંઈક બાબત વિષે ચાંપીને પૂછતાં જાણે આજુબાજુનું ભાન ન હોય, તેવા લોચા પડતા ઉત્તર વીલે મોઢે આપે છે. બોલવા ચાલવા, હરવા ફરવા, વગેરેમાં અને અંદર ચાલતા વિચારોના તારો વચ્ચે કંઈ સાંધો સહિયારો રહ્યો નથી. એને સમજવા સહેજ પ્રયાસ કરતાં આંખમાં ઝળઝળિયાં લાવી દે છે. ગાવું, રોવું, હસવું સૌ ખુદ એના પણ કાબૂ બહારનું બનીને એનામાં અજંપો ઊભો કરી રહ્યું છે. થોડા દહાડા પોર લક્ષ્મીને કહ્યું હશે, 'બહેન, મારી બાને કહેજે ને કે, મારું વેવિશાળ હવે કાંઈક સારે ઠેકાણે જલદી ગોઠવે, મને તો તેની બધી જ દશા વરતાઈ ચૂકી છે. હવે તમે જાણો." માતા ચિંતાતુર બની કપાળે બન્ને હાથ દઈ ઓરડાના ઊમરે બેસી ગઈ.

શેઠ વિચાર અને વિમાસણમાં સપડાઈ ગયા. પૈસા કમાવાની લહાયમાં ગરક થઈને તેમણે સંતતિને લાડકોડ લડાવવા પાછળ હૃદયપૂર્વકની ખાસ દરકાર નહોતી રાખી. પણ લોહીના સંબંધો સારે, માઠે કે નાજુક પ્રસંગે આંખમાં પાણી લાવ્યા વગર નથી રહેતા. પ્રજામાં તેમને માત્ર બે પુત્રીઓ જ હતી. જેનું ત્રણ ચાર મહિના પછી સીમંત આવવાનું હતું, તે મોટી અને આ રૂપકુંવર. ક્યારે આ નાની જન્મી, ક્યારે ઊછરી, ક્યારે વાછડા માફક વધતી ગઈ તે ઠેઠ લગ્નકાળ માટે લાયક થઈ, તેનું શેઠને ભાન રહ્યું નહોતું. એ પંદરે વરસો ભૂતકાળના પેટાળમાં કેવાં ગાયબ થઈ ગયાં હતાં ? ! પેલા કાગળવાળી વાત પછી દોઢ બે માસથી તો દીકરી કદી પોતાની સામે આડી પણ ઊતરી નહોતી.

"દીકરીની માટી...ખેર...ઈશ્વરની મરજી..." અર્થહીન શૂન્ય નેત્રોથી જમીન ખણતા શેઠ મગજને કસવા લાગ્યા...

"એક વર છે ખરો...પુછાવી જોઈએ...અને લાગલું જ જો ચોકઠું ગોઠવાય તો ?"

"મોટીનું સીમંત અને રૂપીનાં લગ્ન એકી સાથે." વાણિયણે ત્રેવડ બુદ્ધિ લડાવી.

[ ૫ ]

ચોકઠું લાગલું જ ગોઠવાયું—શેઠની ઓળખાણના અને વળના પણ દૂર દૂરના એક નાના કસ્બામાં રહેતા તેમના જેવા જ પૈસાપાત્ર કુટુંબમાં. લગ્ન લેવાયાં અને સગાંવહાલાંની ધમાલથી ઘર આંગણું ગાજવા લાગ્યું. બહેન બનેવીને તેડાવવા રૂપકુંવરે જાતે એક છાનો અંગત કાગળ બનેવીને ઓફિસને સરનામે લખ્યો હતો; અને તેમાં ભારોભાર આગ્રહ કર્યો હતો કે, ટાણા પહેલાં ઘણા વહેલા તેઓ આવે. તે માટે તો તેણે પોતાના ગળાના અને જીવના અને બનેવીને વહાલી હોય, તેવી વસ્તુના પચીસ પચાસ વખત સોગંદ દેવરાવ્યા હતા. દંપતી આવ્યું. રૂપકુંવરે તો સ્ટેશનેથી ગાંડાઘેલાં કાઢતાં સ્વાગત કર્યું અને સરભરાનો કાર્યક્રમ ગોઠવ્યો. પણ મોટી બહેનને આ નવલી વેવલાઈ ન પોષાઈ. હૈયાના હેતની મર્યાદા તોડી, બનેવીને આગ્રહભર્યું લખાણ લખવા તેણે નાનીને જરા ટપારી. પોતાની ઉંમરનો વિચાર કરી, પુરુષો સાથે—પછી ભલેને તે બાપ, ભાઈ, બનેવી કે કોઈ પણ હોય—કેવી રીતે વર્તવું તેની ડાહ્યી શિખામણ આપી. રૂપકુંવર બુધ્ધુની માફક પરન્તુ લાપરવાપણે સાંભળી રહી, પણ તેના વર્તાવમાં ફેર ન પડયો. તેણે તો પોતાનું વડું મથક લક્ષ્મીને ત્યાં જ ગોઠવ્યું હતું, એટલે મોટી બહેનની નજરે ચઢવાપણું ન આવે. બનેવી માટે પણ તેણે ઘણીખરી સગવડો ત્યાં રચી દીધી. તેમને

દિવસમાં ચાર વખત નાસ્તાપાણી અને ચા આપવાનો ખાનગી હૈનિક પ્રોગ્રામ ત્યાં જ સ્વહસ્તે તે પતાવતી. અલબેલી મુંબઈ નગરીનું જીવન કેવું રળિયાત છે તેનો ચિત્તાકર્ષક ચિતાર આ ગ્રામકન્યા બનેવીને મોઢેથી સાંભળતી. વળી બહેન તથા બનેવી વચ્ચેનો સંસાર કેટલો રસિક રીતે ચાલે છે, તેનાં વર્ણનો પણ તે એકાગ્ર ચિત્તે સાંભળતી અને તેમાં પોતાના ઘરનું ઘણું ઉમેરીને રાચતી. વચમાં વચમાં તે સૌને ખડખડાટ હસવું આવે, તેવું બોલી ઊઠતી કે :

"લક્ષ્મી, આપણે પણ લગ્ન પછી એમને કહી દેવાનાં છીએ કે, તમારા ગામડામાં હવે ગોંધાવાની નથી. ચાલો મુંબઈ."

"બસ. મુંબઈ એકદમ દોડયાં આવશો ? ઘરબાર, નોકરી ચાકરી, ધંધોરોજગાર...કંઈ ત્યાં ડોસાનું દાટેલું છે ?" બનેવી ગમ્મતમાં આવી જઈ પૂછતા.

"ત્યારે તમે અમને એટલીય મદદ નહિ કરો ? મોટા બનેવી થયા છો ! ના જોયા હોય તો ! તમારે એવડાએને ઠેકાણે પાડવા પડશે ને મારે માટે સરસ ઘર ગોતી દેવું પડશે."

બનેવી લક્ષ્મી સામે જોઈ આંખ રમાડી લેતા. "લક્ષ્મી, તું પણ શું એમની વાહે ભળી જઈ મારી મશ્કરી કરે છે ?"

"તેં તો હરિયે દોટ મૂકવા માંડી છે. જરા ધીમી પડ. ક્યારની તારા સ્વાર્થની વાત કરે છે પણ બનેવીને લગતી તો કંઈ વાતો કર."

"લો ત્યારે, હવે એ કરી લઈએ. મુખ્ય વાત એ કરો કે, બહેનને ભાણો આવશે કે ભાણી ?"

"તારે શું જોઈએ છે ?" બનેવીએ રસ લેવા માંડયો.

"પરણ્યા પહેલાં મારે શું જોઈએ છે ! પૂછતાં જરા શરમાઓ. તમે તો વડીલ ગણાઓ, વડીલ."

"તને નહિ, તારી બહેનને શું આવે, તો તને ગમે."

"બાબો."

"બેબી, કેમ નહિ?"

"એમાં હેરાન હેરાન થઇ જશો. મારા બાપાને અને બાને પૂછી જુઓ..."

"ઓહો! ચાલો ત્યારે બાબો આવવા દો." બધાં હસી પડયાં. વાતનું પારાયણ લંબાવતાં પોતાના અંતરમાં પોતે 'બાબા' માટે કેટલું અપાર હેત ઊમટશે તેની મીઠી કબૂલાત રૂપકુંવરે બનેવી આગળ સૂચક રીતે આંખો નચવી, હથેળીનાં નખરાં સાથે કરી લીધી.

"જો બાબો આવે, તો તમારા જેવું મોં આવે, તો સારું અને બેબી આવે, તો મારા જેવું મોં તેને શોભે."

"તારી બહેન જેવું નહિ?"

"એમનુંય મોં તો સારું છે, પણ મારું તો વધારે સારું. નહિ લક્ષ્મી?" પછી તો તેણે પોતાની અને મોટી બહેનની અનેક દષ્ટિબિંદુઓએથી સરખામણી કરી કરીને પોતાની સરસાઈ બતાવવા માંડી. તેને બનેવીને આંજવા હતા. કારણ એક હતું કે, તેને એક પુરુષ પાસેથી સ્પષ્ટ અને પ્રમાણિક મત મેળવવો હતો કે, પોતે એક ખરેખર નારી-સુલભ ગુણો અને ગુણિયલતા ધરાવતી રૂપગર્વિતા છે. બહેન સાથેની પોતાની સરખામણી બહેનને ઉતારી પાડવાના હેતુથી કંઈ તે કરતી નહોતી, પણ તે સરખામણીનું એક માત્ર સાધન જ હતું. પોતાના કુટુંબ બહારના, લગભગ એક અપરિચિત જેવા પુરુષ—બનેવી દ્વારા તેણે નરસ્વભાવના પ્રદેશમાં આમ વિશ્વાસથી ડોકીયું કરવાનો પ્રયોગ પણ આદર્યો. આજે તેને માટે તેમ કરવું આવશ્યક હતું. નિર્દોષતા અને આદર્શ મોટેની તેની

ઉત્તેજિત બનેલી કલ્પનાએ તેને નીડર બનાવી હતી. પણ એ નીડરતાના ફૂંફાડાથી બનેવીને ખૂબ સાવધ રહેવું પડતું; અને વિવેકની જગ્યા ઊગતા આવેશે લીધી હતી તેથી તેમને તકેદારી પણ સારી પેઠે રાખવી પડતી કે, રખેને છબરડો વળે તથા લોક નજરે ઓડનું ચોડ ચઢે—અને તેમાંય વિશેષ કરીને પોતાની પત્નીની નજરે.

[૬]

લગ્નનો પ્રસંગ સરેતોરે ઊકલી ગયો. જન્મસ્થાનથી કન્યાને દેશવટે ઢસડી જતી વહેલ આગળનું દૃશ્ય હૃદયદ્રાવક હતું. શેઠ ગાલ પર તમાચો મારી મોં લાલ રાખવાનો પ્રયત્ન કરતા ફિક્કું ફિક્કું હસતા હતા. સારે ટાણે આંસુ ન સેરવાય તેવા લોકાચારને શેઠાણીએ પકડી રાખ્યો હતો. પોતા તરફથી વહેવારુ વિદાયક્રિયાનું કામ પતાવી, વીરચંદ અને બનેવી ટૂંક સમયમાં જન્મોજન્મની માયા પ્રગટાવીને હવે સૌ ત્યજી દઈ ચાલી જતી આ નવયૌવનાને હૃદય ભરી ભરીને નીરખી લેવામાં પ્રવૃત્ત બન્યા હતા. વિદાય લેતાં રૂપકુંવર દરેકને કંઈકને કંઈક ભલામણો કર્યે જતી હતી. તેમાં મુખ્ય તો એ હતી કે, મોટી બહેનને કંઈ અવતરે, ત્યારે ગમે તેમ કરીને પોતાને પોતાના સાસરિયેથી તેડાવી લેવી. વીરચંદને અને બનેવીને તેણે વહેલમાંથી ક્યાંય લગી લાંબા હાથ કરી કરીને વિદાય આપ્યા કરી તથા ટગરટગર તેમના તરફ તાકયા જ કર્યું. બેઉના દિલમાં થયું કે, જાણે આખરી વિદાય આપતી ન હોય, તેમ આ છોકરી કેમ વર્તે છે? હજુ તો બધાંયને કેટલાય લ્હાવા લેવાનું છે; તેથી હેતનો આવિર્ભાવ કંઈ આમ ખુટાડી નંખાય? ભરાયેલા ડૂમે પાસેની પાસે રહ્યા

લક્ષ્મીએ ક્યાંય લગી વહેલની જોડાજોડ ચાલ્યાં જ કર્યું. લગ્નની શરૂઆતથી અને જ્યારથી વરરાજા માંયરામાં આવ્યા હતા, ત્યારથી તેની જીભ જ સિવાઈ ગઈ હતી. તેને રૂપકુંવર સાથે ચેતવણી અને શિખામણરૂપે કેટલીય જરૂરી વાતચીત કરી લેવી હતી; પણ તે માટે એકાંત અને તક મળી શક્યાં નહોતાં તેથી તેણે અંતઃકરણપૂર્વક પોતાની પ્યારી સખીની સુપરત ઈશ્વરને કરી.

છેવટે લક્ષ્મી પાછી વળી. વીરચંદ તેની રાહ જોતો શેરીના નાકે એકલો ઊભો હતો. પતિ–પત્નીની નજરો મળી, પણ રિવાજ મુજબ લક્ષ્મીએ ઘૂંઘટો તાણી, માર્ગ કાપી, ઘર તરફ ખૂબ ઊતાવળે પગલાં ભર્યાં. તેની આવી ઝડપી ચાલ જોનારને લાગે કે, નક્કી બાઈ લથડિયું ખાઈ ધરણી પર પટકાઈ પડશે અને કપાળ ફોડશે. કંઈ જ ન સમજતાં ગૂંચવાયેલો વીરચંદ તેની પાછળ લગભગ દોટ મૂકવાની ગતિએ ગયો. બારણાં અસાધારણ રીતે ભભડાવી લક્ષ્મી સીધી સૂવાના ખંડમાં ગઈ અને મોં સંતાડતાં તેણે પથારીમાં પડતું મૂક્યું. બહારનું બારણું અટકાવી, સાંકળ ચઢાવી વીરચંદ રઘવાતો રઘવાતો અંદર આવ્યો. કંઈ ન સૂઝતાં પત્નીના બરડા ઉપર તેણે કોમળ હાથ મૂકી, અસીમ પ્રેમ દર્શાવ્યો અને પત્નીની ભડક દૂર કરવા યત્ન કર્યો. આગળ વતનાં તે રિસામણામનામણાંની રમત રમતો હોય, તેમ વહાલ અને બળ વાપરતાં પત્નીને છતી કરવા મથવા લાગ્યો. એટલામાં તો પત્નીના તીણી કિકિયારીવાળા રુદનધ્વનિએ તેના હૃદયને થથરાવી મૂક્યું. તેણે ગમે તેમ કરીને લક્ષ્મીને છતી કરી અને છાતી સરસી ચાંપવા માંડી. પણ સ્વયં લક્ષ્મી જ તેને વધુ કંઈ પણ કરવા દીધા સિવાય તેને ગળે બાઝી પડી અને

તેના શ્વાસોચ્છ્વાસને રૂંધી—અકળાવી નાખી, તેને પાડી દઈ, પથારીમાં પડી. અત્યારે લક્ષ્મીને કંઈપણ પૂછી ખુલાસો માગવો, તે વીરચંદને ઠીક ન લાગ્યું. બેઉ જણાં કરુણતાભરી તીવ્ર લાગણીઓના વમળમાં ક્યાંય લગી નિશ્ચેષ્ટ પડી રહ્યાં. પતિની સભાનતા વધુને વધુ ઘેરાતી જતી હતી, ત્યારે લક્ષ્મીએ ધીમે ધીમે પોતાના મન પરનો કાબૂ સ્થાપવા માંડ્યો હતો. તંદ્રામાંથી બહાર આણવા તેણે વીરચંદને ઢંઢોળવા માંડ્યો.

"સાંભળ્યું? અરે...સાંભળ્યું કે?"

"કેમ શું છે? શું હતું." આંખો ચોળતાં પતિએ જિજ્ઞાસા પ્રદર્શિત કરી.

"તમે જરા જાગો, તો હું કહું ને?" લક્ષ્મીના અવાજમાં અપૂર્વ થાક અને તેના અંગેનું ઢીલાપણું હતું. કંઈક સાંભરતાં ફરી તેને ડૂમો ભરાયો. બેઠા થયેલા પતિના કંઠે હાથ વીંટાળી દઈ, તેમને ખભે માથું નાખી દઈ, તેણે બબડવા માંડ્યું. તેના બબડાટને અર્થવાહી બનાવવા તથા લક્ષ્મીને રંગમાં લાવવા પતિએ તેના બરડે હાથ ફેરવવા માંડ્યો.

"છેવટે નાની બહેન ચાલી ગઈ...ઈશ્વિર, તને આ શું ગમ્યું?...ખોટું...હા તદ્દન ખોટું થયું..."

"તું તે કંઈ મુરખ છે કે શું? ગમે તેમ બકે છે!... તેને પરણાવવામાં તું જ શૂરી હતી...અને અત્યારે આવું અપશુકનિયાળ વેણ કેમ કાઢે છે?"

"પણ વહાલા, લગ્ન શરૂ થયું ત્યારથી મારું અંગ કોઈ અકળ ભણકારાનું માર્યું ધ્રૂજ્યા કરે છે...મારું દિલ કંઈ માનતું નથી."

"ત્યારે શું થયું હોત, તો તારું દિલ માનત?"

"કહું? કહું? લપડાક તો નહિ લગાવી દોને?" પ્રેમ અને દાંપત્યનો ગુસ્સો—બેઉ પ્રસંગે વીરચંદ લક્ષ્મીને એક ઉત્તેજક લપડાક લગાવી દેતો.

"ભલે ત્યારે તમાચો મારજો...હોં વહાલા...તમને બધી જ છૂટ છે...પણ આના કરતાં રૂપકુંવર તમને જ પરણી હોત તો...":ખૂબ જોર કરીને લક્ષ્મીએ બોલી નાખ્યું અને પછી તે ખડખડાટ હસવા પર ચઢી. હિસ્ટીરિયાના ચિહ્ન જેમ મગજ ફટક્યું છે તેમ ગણતરી કરી વીરચંદે તેને હડસેલી મૂકી; અને મૂગો રહી, તે પત્નીની ઉપલક્રિયા દેખાતી ઘેલછાને જોઈ રહ્યો.

"શેઠે ગામડું ક્યાં ગોત્યું? ક્યાં ત્યાંનું સડેલું, ઢોર જેવું વિકારભર્યું, ખૂટલ જીવતર અને ક્યાં મારી લાડીલી રૂપકુંવરનું પારેવા જેવું કોમળ કાળું?...વહાલા, લાયક તો તે તમારે જ હતી. મને ઘણુંય થતું હતું કે, થવી હોય, તે ભલે થાય; પણ આજે ઉડાવતેકને તેને ભગાડી લાવી તમારી આગળપાછળ ફેરા ફેરવી દઉં અને મંગળસૂતર કરી દઉં બેઉને વરકન્યા...." પતિના સામું તેણે મટકું સરખું માર્યા વગર જોયા જ કર્યું અને લવરી ચાલુ જ રાખી.

"...પણ રૂપકુંવરનાં નસીબ જ ટૂંકાં કે, હું હિંમત હારી ગઈ. મારી મોટી ચૂક થઈ ગઈ. ઈશ્વર પણ તે માફ નહિ કરે...મેં શા માટે તમારે બદલે પેલા અગડબંબ સીંકા વગરના કમઅક્કલ સાથે પરણવા દીધી? તમે ન જોયા એના વરને? અને એની વંઠેલ છેલબટાઉ અવળચંડી ભાઈબંધ ટોળીને? ત્યાં મારી રૂપકુંવર શી શોભશે? કેટલી અકળાશે? મૂંઝાશે? ઝૂરશે...? ..."

"હવે તું આ સંધ્યાકાળે તારી લૂલી બંધ કરીશ?... લક્ષ્મી...ઓ લક્ષ્મી...સૌ નસીબને આધીન છે. તારી બહેનપણી બધું સુધારી લે તેવી ગુણવંતી છે...માટે જરા ઠંડી પડ ને બકબકાટ બંધ કર. નાહકનું કોઈ સાંભળશે..."

"ના, જરાપણ જીભ બંધ નહિ કરું. જો મેં ગાયને કસાઈવાડે જતી છોડાવી હોત, તો મારો પણ કેટલો સ્વાર્થ સરત!"

"તારો શું સ્વાર્થ?"

"તમને તેની સંગાથે પરણાવી બરાબર બારે મહિને તમને 'બાપા' કહેતો બાળક...બાળક..." વળગાડમાં હોય, તેમ ખડખડાટ તેણે હસી નાખ્યું; પણ તેની પશ્ચાદ્ અસર બૂરી નીવડી. દશ દશ વર્ષનું પરણેતર હતું છતાં દંપતી નિઃસંતાનત્વને શોચતાં દહાડા ગાળતાં હતાં. લક્ષ્મી એનું કારણ પોતાને જ લેખતી હતી. તે રોવા જેવી થઈ ગઈ; ને ચિત્રવિચિત્રતાથી ભરેલી જોરદાર તંદ્રામાં પડતાં અજડ પૂતળી જેવી બની ગઈ. મોં પર વિવર્ણતા આચ્છાદાઈ ગઈ. તેની કલ્પનામાં તેણે એકલી, અટૂલી, નિઃસહાય ઊભેલી નાની બહેનપણી જોઈ. ચારે કોર અંધકાર ને અંધકાર. તેનો પતિ નિર્માલ્ય ડગલાં ભરતો સૌથી ગાઢ અંધકારમાં દૂરદૂર ઊભેલાં પોતાનાં માબાપ, બહેનો વગેરેના ટોળા તરફ જતો હતો. જ્યારે તેનાથી વિરુદ્ધ દિશામાંથી હાહા...હીહી...અને નફ્ટ ખિખિયારાના ઘેરા અને દિલ થડકાવતા અવાજો આવતા હતા. બેબાકળી બની રૂપકુંવર કાનમાં આંગળીઓ નાખીને નાસી છૂટવા જાણે ચોગરદમ નજર દોડાવતી હતી, પણ કઈ તરફ દોટ મૂકવી તેની ગતાગમ તેને પડતી નહોતી. તેની મુઝવણના સ્વપ્નદશ્યે લક્ષ્મીને હચમચાવી મૂકી. તેણે જોરથી બૂમરાણ કરી મૂકી.

"કોણ છે એ હરામખોરો...ઊભા રહો સાળાઓ... પિશાચો...સામા આવો, તમારી ખબર લઈ નાખું..." આ ચીસ ફળિયામાં સંભળાય તેવી ઊંચા સાદે તેણે પાડી હતી. તેથી ખૂબ પરિશ્રમ પડતાં તેની છાતી ભેદાઇ ગઇ. તે બેભાન બની ગઈ. એ શબ્દો ઉચ્ચારાતા હતા ત્યારે બરાબર તેજ ક્ષણોમાં એક બીજા સ્વપ્ને લક્ષ્મીના ચિત્તપ્રદેશનો કબજો લઇ લીધો હતો; અને લક્ષ્મીની મૂર્ચ્છાનું કારણ તેજ હતું. એ કઠોર સ્વપ્ન ભૂતકાળમાં તેને નડેલા એક કડવા અનુભવનું પ્રતિક હતું. વર્ષો લગી તેનું રહસ્ય લક્ષ્મીએ હૃદયમાં અદમ્ય જોર કરીને દબાવી રાખ્યું હતુ; પણ દબાણનું જોર આજની ઘડીએ મોળું પડતાં તેણે ઉલ્કાપાત પ્રગટાવ્યો હતો. ...જાણે કે પોતે સાંજના ગોરજ ટાણે પોતાની ગાયને સીમમાંથી પાછી વાળીને માબાપને ઘેર આવી રહીછે અને ઓચિંતા જ રસ્તામાં નદીના એક કોતર આગળ ગાભરૂ લક્ષ્મીને કેટલાક હવસખોરો આંતરે છે. ... ...

[ ૭ ]

" તમારી લાડકી પરણીને ગઈ તે ગઈ. છ છ મહિનાનાં વહાણાં વાયાં પણ કાગળની ચબરકી સરખીય માબાપને લખવાનું સૂઝયું છે ? કળજુગની આ બલિહારી જ છે ને ?"

"બાપડી પરણીને ગઈ એટલે પરાધીન થઇ પડી. હું તો તને નાનો ના કહેતો હતો કે હમણાં પરણાવવી નથી. હમણાં માંડમાંડ પંદર પુરાં કર્યાં હતાં અને છોકરમતનો કાળ પણ હજુ ઉતર્યો નહોતો, પરન્તુ તમારો બૈરાંનો જીવ—લીધી લત જ ન મેલો ...ખેર...એનાથી કાગળો ન લખાયા પણ તેનાં સાસરિયાં પણ કેવાં ? નથી સસરાનો કે જમાઈનો ત્રણ લીંટીથી ચોરો કાગળ...અને એકાદ બે આવ્યા તે શરૂશરૂમાં......"

"પણ એ તમારી લાડકીને જ લાડવો ખાવાના કોડ જાગ્યા હતા. લક્ષ્મીની સોબતે ચઢી શું ઉપાડો ખાધો હતો! જાણે ન પૂછો વાત."

"તો હવે ધરાઈને લાડવો ચાખી લેવા દે. લીંબોળી પાકશે ત્યારે એની મેળે ગળી થશે. અમારી મરદોની તો એટલી ગતાગમ...."

"ખેર, શેઠ! પણ મારી ડાબી આંખ ફરકે છે. મૂઈ સાજી હશે કે માંદી? કાલે તો ઊંઘ સરખીય ન આવી...."

"તને અહિં ઉંઘ ન આવી ને ત્યાં તે ઘર માંડીને એવી બેઠી હશે કે તને, મને, તેનાં બ્હેન બનેવીને, પેલી લક્ષ્મીને અને આ પુમડા જેવા ભાણેજને પણ ભૂલી ગઈ હશે. ભાણો આવ્યાનો કાગળ લખ્યો તેનો ય જવાબ ક્યાં છે? લગભગ એ ય દોઢેક મહિનાનો થશે પણ સાકર અને રૂમાલ લઈ રમાડવા આવવાની બુદ્ધિ એણે દોડાવી છે?"

"હું એજ વિચાર કરૂં છું ને!"

"તું તો વિચાર કરે જ તો. પણ તારી જ વાત કર ને. પરણીને આવ્યા પછી મારો, કે મારા ઘરનો ક્યાં તું કેડો મૂકતી હતી? તારી મા ચાર મહિના લગી ખાટલે પડી રહી અને છેવટે મરી ગઈ ત્યાં લગી છેલ્લો મેળો કરાવવા અને મોઢું સરખું બતલાવવા તું કે'દિ ટળી હતી...હં ત્યારે. સૌ સ્વભાવે સરખું. જુવાની દીવાની અમથી કીધી છે? માટે દુનિયાદારીની વધારે પડતી લોલુપતા રાખ્યા વગર ભગવત સમરણ કર..." શેઠે હિંમત ભેર સલાહ તો આપી, પણ આંખમાં આછાં પાણી પ્રસરી ગયાં. નાની દીકરી તેમને દીકરા જેટલી પ્રાણપ્યારી હતી. વિષાદપૂર્ણ બનેલી શેઠની લાગણી શેઠાણીથી અછતી ન રહી.

"તેમાં નેણ શીદને જળે ભરો છો? પાંખો આવતાં બચ્ચાંઓ માવિતરને તરછોડી હંમેશને માટે ઊડી જતાં હશે, ત્યારે સૂના માળાને પીંખી નાખતાં તેમનો જીવ કેવો ભરાતો હશે? આ તો સંસાર છે. તેની અસારતામાંથી લેવાય તેટલો બોધ લેવો." શેઠ પર આ શબ્દોની નહિવત્ અસર થઈ તેથી શેઠાણી અંદર કામ કરતી મોટી દીકરી તરફ મોં ફેરવી બોલ્યાં:

"અલી એ મોટી ..જરા ભાણાને કોરે કપડે વીંટાળી ગોદડી સોતો લાવ જોઉં. અને એના દાદાના ખોળામાં મૂક. આજે આખો દિવસ હાથમાં લીધો નથી." શેઠની આંખમાં વધતા જતા અશ્રુપૂરને ખાળવા શેઠાણીએ તીર ફેંક્યું.

મોટી દીકરી કંઈક મલકાતી મલકાતી આવી અને ભાણાને બાપાના ખોળામાં મૂકી તેમની નજીક ભરવાગૂંથવાનું કામ કાઢી બેઠી. ધોતિયાને છેડે આંખો લૂછી શેઠે ભાણિયાને રમાડવામાં ચિત્ત પરોવવા માંડ્યું.

"ભના...મારા ગુલગુલિયા," દાદા વાત્સલ્યના વહેણમાં તરબોળ થવા માંડ્યા. "તારી માસી જો આજે અહીં હોત, તો તું કોઈને ભાગ ન આવ્યો હોત. એની ને તારી ચામડી સરખી ગોરી છે. મોઢું પણ જાણે એની યાદ કરાવે તેવું–મઝાનું લંબગોળ અને માંજરી આંખો ચમકાવતું. ભના, ઓ ભના, સાચે જ માશીનું તારા ઉપરનું અપાર હેત તો તારા જનમ પહેલાંનું જૂનું. એટલે એનું સંભારણું લઈને તું એના પર પડતો આવે, તેમાં શું નવાઈ?" ભાણો પણ દાદા તરફ તાકતો તાકતો પોતાના નાનકડા હાથ ઊંચા લંબાવી તેમની મૂછો મૂઠીમાં ઝડપવા વલખાં મારતો હતો.

"માશીનું નામ કેમ નહિ રાખે? માશી પાછળ તો સૌ કોઈ ગાંડુઘેલું બનશે. મુંબઈમાં માશીના બનેવી પણ 'રૂપકુંવર'ના નામનું રટણ ચલાવતાં કંઈક કંઈક ગાંડાં કાઢે છે." મોટી દીકરીના બોલમાં વ્યંગ હતો. નાનીએ પ્રગટાવેલા જાદૂએ તેનામાં ઈર્ષ્યા ઊભી કરી હતી. પણ માબાપ તો એમાંનું રહસ્ય સ્વાભાવિક રીતે લક્ષ પર ન લેતાં નાનીની અક્કલ હોંશિયારી, ચબરાકી વગેરેની પ્રશંસા જ ગાણા કરવા માંડયાં નાની નાની હતી, ત્યારે બાપાના વાળ અને ચોટલી કેવી બાલિશતાથી તેલ નાખીને હોળી આપતી; ચશ્મા, છીંકણીની ડાબલી તથા લાકડી કેવી સાચવીને રાખતી અને જ્યારે તે બાપાને જોઈએ, ત્યારે ખૂબીપૂર્વક હાજર કરી દેતી! નાનીની નાની નાની વિગતોને આ વાર્તાલાપમાં ગુણદર્શક સ્થાન અપાતું ચાલ્યું. મોટીને અત્યારે અહીં ઊભરાતો વાત્સલ્યનો અતિરેક અણગમતો લાગતો હતો; પણ પોતાની લાગણીઓની સંવેદનામાં ઝૂરતાં, માબાપને મોટીની શુષ્કતા અવલોકવા ફુરસદ નહોતી. ચાનો વખત થતાં મોટી કંટાળીને ઊઠી.

ત્યાં તો ઓસરીમાં શેઠના નામનું પોસ્ટનું પતાકડું ટપાલી નાખી ગયો. ભાણિયાને ડોશીના ખોળામાં મૂકી, નીકળી જતી કાછડીને સમાલતા સમાલતા શેઠ તે લેવા ઊપડયા. ટપાલ લઈને તે ક્યાંથી આવી અને કોની છે, તે ઉકેલવા શેઠ આંખો ઝીણી કરી જોવા મંડયા.

"અલી, સાંભળે છે કે...? નાનીના સસરાનો કાગળ હોય, તેમ લાગે છે. જરા મારાં ચશ્માં લાવજે તો..."

શેઠાણી હાંફળાં ફાંફળાં બનીને ઊઠયાં. મોટી પણ કાન સરવા કરી રાંધણિયામાંથી બહાર આવી. ત્રિપુટી જામતાં શેઠે વાચન શરૂ કર્યું.

" સ્વસ્તિશ્રી ગામ ભલાપુર મધ્યે ગ. રા. શેઠ અમીચંદને માલૂમ થાય જે કે, અહીં અમારા દીકરાનાં વહુને તપાસરાયા પછી લાગે છે કે દાડા રહ્યા છે. ત્રણ સાડા ત્રણ મહિના થયા છે. તંદુરસ્તી જરા ગડબડમાં છે, પણ આ તરફનો ધક્કો ખાશો નહિ. તમારી જાણ ખાતર લખીએ છીએ. ઘરમાંથી બધાંને રામરામ કહેવરાવ્યા છે." વગેરે વગેરે...

કઢંગી રીતે લખાયેલો આ પત્ર અને તેના લખનાર પોતાના વેવાઈ પર શેઠને ખાઈ ગઈ. પણ તેમાંના શુભ સમાચારે વાતાવરણને હોંશીલું બનાવી મૂક્યું. માબાપ અને મોટી દીકરી સૌ આશ્ચર્યથી અવાક્ થઈ ગયાં; દાઢી પર હાથ ફેરવતાં એકબીજાને વારા ફરતી જોવા લાગ્યાં.

" છોકરી, તેં ભારે કરી." ડોશી ગણગણ્યાં અને પછી મુલાયમ સંયમી સ્મિત કરી મોટી તરફ જોવા લાગ્યાં.

" બા, તું તો નકામો વલોપાત કરતી હતી. આજની ગગલીઓને કશું શીખવવું પડે તેમ નથી. તમે બધાં તેને 'નાની' 'નાની' કહી કૂટી મારો છો. પણ હવે ખબર પડી ને કે સાતે કાડા ભણીને અવતરી હતી." મોટી જાણે પોતાની પેઢીની ગત પર નિષ્પક્ષપાત અભિપ્રાય ન તોળતી હોય, તેમ ચાળો કરીને બોલી.

શેઠને બૈરાંઓના પ્રદેશની આ વાતચીત જરા શરમીંદા બનાવનારી લાગી. તે ન સાંભળવા માટે તેમણે કુનેહભર્યું દુર્લક્ષ કર્યું. શેઠાણી રાજીરાજી થતાં ચાલ્યાં, જ્યારે મોટીને જાણે કે કંઈક નિરાંત, સંતોષ અને નિશ્ચિંતતા ન લાધી હોય, તેમ જણાયું. કલાક દોઢ કલાક પહેલાંનું વાતાવરણ જાણે તદ્દન બદલાઈ જ ગયું. શેઠાણી શેઠની સાથે જરૂરી વાતો કરવા

પણ ન રોકાયાં અને ફળિયામાં આ શુભ સમાચાર ફેલાવવા માટે ઊપડી ગયાં. મોટી દીકરી બાપને ચા પીવરાવી પતિને એક મર્માળો અને કટાક્ષ–મશ્કરી મિશ્રિત પત્ર લખવા ગુપચુપ મેડીએ ચઢી ગઈ. તેણે કલમ દોડાવી.

" પ્રાણેશ્વર,

આ પત્ર વાંચતા પહેલાં જરા મોંમાં સાકરનો ગાંગડો નાખજો; અને પછી જ આગળ વધજો. મારી વખતે તો નહોતો નંખાણો પણ આ વખતે શેઠ સાહેબ જરૂર જરૂર તેમ કરવાના. તે ટાણે તો મોટું દંપતીશાસ્તર ચિતરવા બેઠા હતા અને કહેતા હતા કે સ્ત્રી પુરુષે જુવાની માણવા આમ કરવું જોઈએ અને તેમ કરવું જોઈએ. લગન પછીનો ઓછામાં ઓછો આઠ દશ વર્ષનો ગાળો સંયુક્ત કુટુંબથી અલગ રહી દંપતીજીવન અને પ્રેમમસ્તીમાં પસાર કરવો જોઈએ અને તે દરમ્યાન પ્રજા ઉત્પન્ન ન કરી, છોકરાંની જળોજથાથી દૂર રહેવું જોઈએ. મહિનો ચઢે મને દાડા નહોતા રહેતા ત્યારે તમે ખુશખુશાલ રહેતા અને કહેતા કે ત્રીશ વર્ષ લગી કશું ખાટું મોળુ થઈ જવાનું નથી. પણ હવે જરા ખુશ ખબરવાળા સમાચાર સાંભળવા ખુરશીમાં ટટ્ટાર થાઓ.

૭ ૭ મહિના થયાં જેનું નામ તમારા કલેજે કોતરાઈ ગયું છે અને જેના નામનાં ભજનિયાં તમારા દિલના તારે-તારમાં ચાલે છે તે તમારા નાનાં સાળી તો સાસરિયે સીધાવ્યા પછી તમને ક્યાં ય ભુલી ગયાં છે. અને પરણતાં વેંત એવાં તો ઘર માંડી સંસારમાં પલોટાઈ ગયાં છે કે ન પૂછો વાત.

પણ હશે, હવે કહેવા જેવી વધામણી ખાઈ લઉં. તેને દાંડા રહ્યા છે અને તેને કંઈક ધાવણું આવે ત્યારે તેના અને ત્યાર કેડે મારા બાળાને રમાડવા આવજો. તે પહેલાં હું મુંબઈ આવવાની નથી. પછી આપણે જોડાજોડે જઈશું."

લી.

તમારી ચરણદાસી.

ઉતરડનું છેક નીચલું બેડું યુક્તિપૂર્વકની કિન્નાખોરીથી ખસેડવાનો પ્રયોગ કરવામાં આવ્યો ન હોય તેવી રીતે ચરણદાસીથી લખાયેલો પત્ર પતિને હૃદયશૂળ જેવો થઈ પડયો હશે કે ?

[ ૮ ]

ચાર ચાર દિવસની કારમી પ્રસૂતિ વેદના પછી પ્રાતઃકાળે જ્યારે રૂપકુંવરે પોતાના ક્ષણભંગુર પાર્થિવ દેહનો ત્યાગ કર્યો, ત્યારે શિકાગોના કતલખાનામાં રહેંસવા માટે લઈ જવામાં આવતા ઢોરને કપાળમાં જબરો ઘણ મારી બેભાન બનાવી દેવામાં આવે છે તેના જેવી વિમૂઢ સ્થિતિ મૃત્યુએ મહોલ્લાના રહેવાસીઓની કરી મૂકી હતી. કાળા કલ્પાંતભર્યા રુદનની દારુણ હેલી આખાય ગામને ચકળવકળ કરી મૂકતી હતી. લોહચુંબક તરફ ખેંચાઈ આવતી લોઢાની સોયો અને રજકણો માફક ગામનું સૌ નાનુંમોટું માનવી શેઠના ઘર તરફ આભડવા માટે ધસ્યે આવતું હતું. મૃત્યુએ જુવાની પર એક કારી ઘા કરી માનવહિંમતના ગાળા ઢીલાઢસ બનાવી દીધા હતા.

પણ આમ આ આશાલતા પર અકાળે વિજળી ત્રાટકી કેવી રીતે ? તેનો આવો ચિત્તભેદક અંજામ આવવા જ કેવી

રીતે પામ્યો ? વિધિનો રૂપકુંવરના ઘડતર અને જીવન પાછળનો હેતુ શો ? શું જગતની ઘટમાળ આડે ઘડે આંધળી ઝાપણની માફક અહીંતહીં અટવાતી, લોચાતી મહા–વિનાશના ઉદરમાં જ સમાઈ જવા ગતિ કરે છે ? ફિલસૂફી અને કવિઓને કાંઈ ઉત્તર મળતો નથી. તેમને તો સત્યમ્ અને સુંદરમ્‌ના ચીનાંશુક ઉપર કાળના હાથે કાળાં ધાબાં અંકિત કરતું બીજું ટીપકાતું નજરે પડે છે.

× × ×

સમુદ્ર પાસે આવતાં જેમ નદી અમર્યાદિત વેગથી વહે, તેમ મૃત્યુની સમીપ આવતાં પોતાના આખરી જીવનમાં રૂપકુંવરે ઝડપથી જીવવા માંડયું હતું. એ ઝડપી કારકિર્દીમાં હિંદુ સામાજિક જીવનના ઘોર વિનિપાતના સૈકાઓના ઇતિહાસનું પ્રતિબિંબ પડતું હતું. હિંદુઓ જેને જેને આદર્શ માનવાના ઘેનમાં પડે છે, તે સૌની નગ્ન વિકૃતિ રૂપકુંવરના કરુણાંત નાટકના કિસ્સામાં મોજૂદ હતી.

રૂપકુંવરના સસરાનો પેલો કાગળ આવ્યા પછીથી શેઠ ખૂબ બેચેન બન્યા હતા. દીકરીને પાછી લાવવા તેમણે ધમપછાડા આદર્યા હતા, પણ માલિકીનો હક્ક બજાવતાં સામાવાળિયાં તેમની માગણીઓ, કાકલૂદીઓ, વિનન્તિઓ, ઠપકાઓ કે કશાને ન ગણકારતાં માથા ભારે બન્યાં હતાં. તે એટલે લગી કે, દીકરીના સમાચાર સુદ્ધાં છેલ્લા ચાર મહિના ન મોકલ્યા. છેવટે રૂપકુંવરની તબિયત લથડી અને જન્મમરણની દહેશતનો હાઉ ઊભો થયો, ત્યારે બળતું ઘર કૃષ્ણાર્પણ કરવાની ભલમનસાઈ દાખવવા નીકળેલાં કમઅક્કલ સાસરિયાંએ શેઠને લખી જણાવ્યું કે, તમારી દીકરીને તેડી જાઓ.

શેઠ તેડવા ગયા, ત્યારે જણાયું કે, દીકરી પર તો તેણે આસરિયે પગ દીધાને બીજે જ અડવાડિયેથી સીતાની વીતવા માંડી હતી. પોતાથી છેટે દૂરના એક અવાવરા વખાર જેવા નાના મકાનમાં તેને કેદીની જેમ રાખવામાં આવી હતી.

નાના ગામમાં નવું આવેલું માણસ ત્યાંના રહેવાસીઓને કૌતકનો વિષય થઈ પડે છે. દીકરીને ઘેર લજ્જા અને ક્ષોભથી ડગલાં માંડતા અપમાનિત થયેલા શેઠને જોતાં રાહદારીઓના ટોળામાંથી કંઈક કંઈ સૂચક વેણ સંભળાતાં હતાં.

" અલી એ ! ઓલી ગાંડીનો બાપ લાગે છે. તેડવા આવ્યો હશે. "

" હા, અલી ! કેવું રાજા જેવું માણસ લાગે છે! "

" એવો રાજા જેવો હતો, તો દીકરીને આ કમઠવાડે કેમ નાખી ? "

" બા, કોઈને દૂરથી મોટાં ઘરની પોકળતાનો ખ્યાલ કાંઇ ઓછો આવે છે ? "

" હવે રૂપાંને વહેલી તકે લઈને એ વિદાય લે, તો સારું. નહિ તો બાપડીનો જન્મારો કથળશે. "

" પણ મને સંઘ કાશીએ પહોંચશે, તેમ નથી લાગતું..."

" પહોંચે, કે ન પહોંચે, મારી બાઈ! પણ મરણુ જો થવાનું હશે, તો પાછલા દિન તો સુધરશે ને !"

અત્યંત ચિંતાગ્રસ્ત હોવા છતાં પણ, શેઠને આ શબ્દો પકડવા પડતા હતા. તેમનો ધૂંધવાટ માઝા મૂકતો હતો, અને નવાં ને નવાં વાક્યો ક્રોધાગ્નિમાં ઘી હોમ્યે જતાં હતાં.

" છોકરો જ મીઠા વગરનો હતો, તો આવી રૂપરૂપનો અંબાર લેખાય તેવી છોકરીનો ભવ બગાડવા શીદને એ ખાનદાન કુટુંબનાં માબાપ નીકળી પડયાં ? "

"ભવ તો બગાડયો તો બગાડયો પણ વંશવેલો વધારાવવા તેની કાયા ચૂંથાવી. ઈશ્વરને ઘેર આ પાપ મોટું લેખાશે. જો જો ને પાંચે વર્ષે એ ઘર ઊખડી ન જાય તો !"

"તેમને તો ગમે તે રીતે આબરૂ રાખવી હતી અને ગામને માથે કાંધાં ઉત્રાવનારો વારસ જોઈતો હતો. પિતરાઈના હાથમાં અઢળક મિલકત જાય, તે શે જીવ ચાલે !"

કાનના કીડા ખરે એવાં એવાં વેણુ આ ગુપ્ત કઠોર કથાની ગુપ્તતાને છતી કરતાં હતાં. શેઠ છેવટે દીકરીની સામે આવીને ઊભા રહ્યા. દીકરીએ પડખું ફેરવી દીધું.

"કાં બાપાજી, નવે મહિને ડોકાવા ફુરસદ મળી ! મારા સેંકડો કાગળો વોકળામાં તણાઈ ગયા ? સંદેશા કહેવરાવેલા હવામાં ઊડી ગયા હતા ? મારા પર જુલમો ગુજર્યા તેણે આભ ખળભળાવી મૂક્યું પણ તેનો અવાજ તમારું રૂંવાડું સરખું પણ ન સળવળાવી શકયો. અહીંથી ત્યાં નાસી છૂટી, પણ કહેવરાવ્યા છતાં રસ્તામાં સામા બચાવવા પણ ન અવાયું ? હું અર્ધે માર્ગે ઝીલાઈ અને મને ભૂતિયામહેલમાં પૂરવામાં આવી. જ્યારે મરવાની થઈ, ત્યારે લોકલાજ સાચવવા હવે તમે આવ્યા !"

જવાબ આપવા બાપની જીભ ન ઊપડી. તેમણે અનુત્તરતાનો લકવો અનુભવ્યો. દીકરીને છાતી સરસી ચાંપી ગાડામાં નાખી અને ઘરનો માર્ગ લીધો. સાસરિયાં સાથે જેવો તેવો જંગ ખેલવો પડયો નહોતો. આખે રસ્તે દીકરી, બાપના અનેક સહૃદયી પ્રયત્નો હોવા છતાં પણ, મૂંગી રહી. શરીર સાથેના સર્વ સંબંધોને એક પછી એક તોડી ફોડી નાખી, તેનો જીવ આત્માના શાંતિપ્રદ મંદિરમાં પુરાઈ જવા ઊંડોને ઊંડો ઊતરતો હતો. છેવટે ઘર આવ્યું અને લાગલી પ્રસૂતિની વેદના ઊપડી.

[ ૯ ]

એક દિવસ પસાર થયો, બીજો આથમ્યો...અને ત્રીજાની સવારે અનેક ઉપચારો વ્યર્થ જતાં શેઠ પાસેના શહેરમાંથી મિશન હોસ્પિટલની યુરોપિયન લેડી ડૉક્ટરને લઈ આવવા ઊપડયા. સાંજના ટાણે શેઠ અને ડૉકટર આવી પહોંચ્યાં. એ જ બારણે રૂપકુંવરની નણંદે પણ પ્રવેશ કર્યો. તેના આગમને સૌના દાંત ખાટા કરી નાખ્યા. સૌને આ આગમન અપશુકનિયાળ લાગ્યું. જાણે કે દર્દીની માવજતના ખાટલા પર જમરાજનો ચોકી પહેરો બેસી ગયો.

રૂપકુંવરને સારા હવાઉજાસવાળા ખંડમાં ખાટલો તૈયાર કરી ઊંચકીને લાવવામાં આવી. સાસરિયેથી આવી હતી ત્યારથી જેવાં હતાં તેવાં સાદાં કંગાળ અસ્તવ્યસ્ત કપડાં, વીંખાયેલા વાળ અને લોચાતું શરીર. ડૉકટર બાઈએ માતાનું વાત્સલ્ય દાખવતાં દર્દીને પ્રાથમિક તળીયી તપાસ માટે તૈયાર કરી. ડૉકટરની હાજરીમાં, મા, મોટી દીકરી, લક્ષ્મી અને તોર તથા હઠ દાખવી રૂપકુંવરની નણંદ એટલાં જ રહ્યાં.

પોતાનું શરીર ડૉકટર તપાસી ન શકે તે માટે રૂપકુંવરે પ્રતિકારરૂપે થયા તેટલા ધમપછાડા માર્યા. શરમ, લાચારી, બીક, અને કશુંક આગ્રહપૂર્વક છુપાવી રાખવાની તેની ચીવટ તેના ધમપછાડાનાં નવું અને નવું જોમ આણતાં હતાં.

"બસ...બસ કરો તમે બધાં...હું સાફ...સાફ કહું છું. નહિ ફાવો...હજુ ગણકારતાં નથી...પણ હા...ઈશ્વરને ખાતર...તેને ખાતર...હવે મારો છાલ છોડો..."

"છોકરી, તું છેક ગાંડી થશે કે? નહિ, મારી દીકરી... તને તો મોતમાંથી બચાવવા ઈસુએ મને મોકલી છે."

"ઈસુ...ઈસુ મને બચાવે?...ના...એવું રહ્યું નથી... બા...ઓ...ઓ...બા...હું જીવતે જીવતાં...નર્કમાં... અટકેલાઈ છું. હું...કેવી...રીતે બચીશ?"

"ભલે દીકરી ભલે," દર્દીનો મિજાજ પારખી તેને શાંત પાડવા ને કામ કાઢવાની તરકીબ આ કાબેલ બાઇએ અજમાવી." ભલે ત્યારે, આપણે કશું જ કરવું નથી પણ મારી સાથે ખુલાસાવાર વાત તો કર."

"મોંમાંથી ચૂં કે ચાં શું કરે? હું જોઈ લઉં છું." નણંદ વાઘણ શી તાડૂકવા જતી હતી. "અમારા ઘરની આબરૂના કાંકરા તેમ નહિ થવા દેવાય. બાઈ, તમે તેની પાસે પ્રસુતિ કરાવો...જોઉં છું તે કેવી ના પાડે છે?"

"બાઇ, તમે કોણ છો? અને આમ ચપચપ શું બકબકાટ કરવા માંડ્યો છે? માંદાનો ખાટલો જુઓ છો, કે આંધળાં છો?" ડોકટરે ઊધડા લીધા.

"હવે મેમ સાહેબ, જવાદો ને એની સાથેની જીભા જોડી. તમે જેમ કરતાં હો તેમ કરો..." બીજાં બોલ્યાં.

"તમે હિંદુઓ એકદમ કાયર લાગો છો. આ બાઇને એકદમ બહાર કાઢો પછી વાત."

"હું બહાર નહિ જાઉં. મારા બાપને ત્યાં આ બાઈને પરણાવવામાં આવી છે અને તેને આવનારું ફરજંદ અમારા ઘરનું વારસદાર બનવાનું છે. હું તેની નણંદ છું એટલે અહીં ઊભા રહેવાનો અત્યારે મારો હક્ક છે."

"ઓ બા!" વેદના છતાં મિજાજ ગુમાવી પરાણે પરાણે રહ્યું સહ્યું બળ એકઠું કરી રૂપકુંવરે ચીસ પાડી.

"મારું મૃત્યુ ન બગાડો...આને...આને અહીંથી કાઢો... એને...અને સૌને હવે મારું છેલ્લું વેણ સાંભળવા દો...મને આંતરીને મારા પર બળાત્કારથી લાદવામાં આવેલા ગર્ભને હું જ જગતમાં અવતરવા નહિ દઉં...હું ચોક્કસ... ચોક્કસ મરીશ...ઓ પ્રભુ, પ્રભુ...મારી માયા સમેટી લે..."

નણંદનું મોં ક્ષણ બે ક્ષણ માટે તો સિવાઈ ગયું. રોષે દાવાનળનું રૂપ લેવા માંડયું. પરન્તુ કોઈને તેનાં ત્રાગાં ગાંઠવા જેવાં ન લાગ્યાં. હિંદુ સમાજમાં એ ખાસિયત જ થઈ પડી છે કે સારો માઠો પ્રસંગ લોહીઉકાળા વગર પસાર જ ન થઈ શકે..રૂપકુંવરની મથામણ પારાવાર હતી. જે કહેવાનું હતું તે સૌ તેણે કહી નાખ્યું હતું. હવે આ સંસારમાં ઉચ્ચારવા જેવું એક પણ વેણ તેની જીભ પર રહ્યું નથી તેમ તેને લાગ્યું. તેણે મૌન પકડયું. તેની અંતિમ ઝંખના એ જ રહી ગઈ હતી કે બાપાજી તેને મારી આપે અને તેમના ખોળામાં માથું ઢાળી દઈ તે પરલોકનો રસ્તો પકડે. જગત સાથેના સર્વ સંબંધોને તે તોડતી હતી તેથી તેણે નિરામયતાથી છેવટે ડોક્ટરને પોતાના શરીર પર જે કાંઈ કરવું હોય, તે [illegible] છૂટ [illegible] આપી દીધી. સૌના રૂબરૂ તેણે પોતાની જાત ઈશ્વરને સ્વાધીન કરી દીધી. ડોક્ટરના આગ્રહથી નણંદને ખંડની બહાર કાઢવામાં આવી.

તપાસ માટે રૂપકુંવરના અંગ પરનાં કપડાં ખસેડતાં તેના શરીરનું જે દૃશ્ય નજરે પડયું, તેણે દરેકના દેહે એક ટાઢી અરેરાટી જ પ્રસરાવી દીધી. રૂપકુંવરની માને લગભગ મૂર્છા આવી ગઈ. દીકરીના દેહે મારનાં ચાઠાં હતાં; સાથળ વગેરે ભાગો પર ડામની રૂઝ હતી! આ સૌ કુમળા ફૂલે કેવી રીતે સહન કર્યું હશે?...

"ધિક્કાર છે, તમારા હિંદુ સમાજને," ફરી પાછી લાગણીપ્રધાન બનતાં પેલી બાઈ ભાષણિયા લવારે ચઢી ગઈ. તેના હાથ, તેમાં પકડેલાં શસ્ત્રો સહિત ન રોકાય તેવી રીતે કાંપતા હતા; તેનું આખું અંગ ધ્રૂજતું હતું. તેનું ધૈર્ય તૂટ તૂટ થતું હતું.

"મારી દીકરીના આ હાલ હવાલ કરનારા રાક્ષસોને બોલાવો મારી સામે ! આજે હું તમારા સૌનો જવાબ લેવા આવી છું. અને મને જવાબ નહિ મળે ત્યાં લગી હું આગળ ચાલવાની નથી... ક્યાં છે પેલી સાસરિયાંના ઘરની ચિબાવલી ? ક્યાં છે બાઈનો ધણી ? તેનો સસરો ? સાસુ ? તમો માબાપોએ પણ જોયા કર્યા વગર બાઈને ગમે ત્યાં પરણાવી દીધી ? શું વાત ?......" ક્રોધ સમાવ્યો નહોતો શમતો. તેણે કબૂલ કર્યું કે, અમાનુષીપણાનું આથી ભયંકર ચિત્ર તેણે જિંદગીમાં ક્યાંય પણ જોયું નહોતું. પરન્તુ રૂપકુંવરની ચીસો બાઈને ફરજનું ભાન કરાવવા લાગી. આવેશનું છેલ્લું મોજું દબાવતાં તે બોલી.

"તમે અહિંસક હિંદુઓ ! બોલવે ચાલવે પાપભીરુ રહેવા મથનારાઓ ! પણ જુઓ તમારામાંના ખાનદાનોના ઘરમાં જ કેવું કરપીણ કામ થવા પામ્યું..તમારા કરતાં તો જનાવરોનું ગોશ ખાનારાં અમે ઇસાઈઓ હજાર દરજ્જે સારાં, કે આવાં ઘાતકી કૃત્યો તો નથી કરતાં. અમે માટી ખાઈએ છીએ, પણ જીવતી જાગતી આદમની ઓલાદને ભરખી તો નથી જ ખાતાં... ઓ ઇસુ ! ઓ ઇસુ !"

પ્રવચન આવેશના ઊભરાથી ગૂંગળાયું—જો આપણે એને પ્રવચન, કેવળ ઉપદેશાત્મક ચેષ્ટા જ ગણીએ તો. પરંતુ

બાઈએ કાળજીપૂર્વક વાઢકાપ કરી રૂપકુંવરના ઉદરમાંથી બાળક બહાર કાઢ્યું. માને ટેભા દઈ, પાટાપુરી કરી, પ્રશાંતતામાં આરામ લેતી કરી દીધી. કળકળતા હ્રદયે પણ નિખાલસતા, નિસ્પૃહતા અને નિપૂણતાથી ફરજ અદા કર્યાના સંતોષ સાથે બાઈએ રત્ન લીધા. ફીના રૂપિયા ન લીધા.

"તમારી રૂપકુંવર સાજી સમી થાય, ત્યારે તેના હાથે જ અપાવજો. તે હું ગરીબ ગરબાંઓની પેટીમાં નંખાવી દઈશ. અને હવે જો તે જીવે, તો મારી દીકરી." બાઈને મન ફરજ કરતાં પણ માનવપ્રેમ મોટી વસ્તુ હતી. માવજતની બધી જ સૂચના તેણે આપી દીધી. દવાનો બંદોબસ્ત થઈ ગયો અને સૌને લાગ્યું કે શરમ અને આબરૂના ભોગે પણ ડૂબતું વહાણ કિનારે આવે છે.

ચોવીસ કલાક પસાર થયા અને પરિસ્થિતિ પલટો લેતી ચાલી. રૂપકુંવરને ડાબે પગે સોજા ચઢવા લાગ્યા હતા. આટલી માવજત, તકેદારી અને દવાદારૂ છતાં આમ કેમ બન્યું! ડૉકટરે આવી તપાસ કરી ચેતવણી આપી દીધી કે અન્નનો દાણો એના કોઠામાં ન જવા દેતાં. ઊંઘની દવા આપવામાં આવી અને દર્દીએ ઊંડી શાંતિ અનુભવવા માંડી. સૌ તેને જરા એકલી મૂકી પોતપોતાના કામે લાગ્યું. લગભગ ચાર ચાર દિવસથી કેટલાંય માણસો ખડે પગે હતાં. તેવામાં રૂપકુંવર પડખું ફેરવતાં જરા સળવળી. પાસેના ખંડમાંથી નણંદ આવી પહોંચી. ભાભી સામે ઊભા રહેવાની કેવી એકાંત અને કેવી તક મળી હતી?! ભાભીનાં નેત્રો

અત્યારે તો કોઈને ઓળખવા તૈયાર નહોતાં; તેનાથી અધિક લાભ શું જોઈએ.

" પાણી..."

પાણી પાવામાં આવ્યું.

" બીજું કાંઈ જોઈએ છે ?"

" જોતાં નથી, હું વર્ષોની ખાલી પેટે ભૂખમરો સહન કરતી પડી છું ?"

રૂપકુંવરને ભાન નહોતું. તે તો તેના સ્થૂળ શરીરને આધીન બની ગમે તેમ બબડતી હતી. નણંદ ઓશીકે બેસી ગઈ. માથે હાથ ફેરવી આશ્વાસનનાં ઔપચારિક નાટકી વાક્યો ઉચ્ચારવા લાગી.

" તમારે ત્યાં ભાભી, ખાવાનું છે ય શું...અહીં તો દુકાળિયાં વસે છે. "

" સાચે...સાચું કહો છો !"

" તમારે ખાવાનું જોઈએ છે ને ?"

" હા, પહેલું એ...મને ભૂખે મારી નાખવાની યુક્તિ નહિ ચાલે...હું સૌ સમજું છું...' નણંદ ઊઠી અને પોતાના બચકામાંથી ઢેબરું ને લીંબુના અથાણાની ચીરી લઈ આવી.

" ભાભી, ભૂખ લાગી છે ને ! લો ત્યારે ઠાકારજીનો આ પરસાદ ખાઈ જાઓ, જલદી મટી જશે ?"

" તમે કોણ છો ?"

"તમારી નણંદ..." ભાભીની છાતી પર હેતની વર્ષા વરસાવતાં તે ચઢી બેઠી. મોંમાં કોળીયા ઠાંસવા માંડયા. "તમારા ઘરનાં કોઈ તમે ભૂખ્યાં છો કે ધરાયેલાં તેની દરકાર કરવા અને માવજત કરવા અહીં બેઠાં છે? જોયું ને, જોવાની ખૂબી! સગપણની ખરી પરીક્ષા અહીં છે. ભાભી, ચાર ચાર દિવસથી તમારી પથારીએથી હું ઊઠી નથી. તમારી ચાકરી પાછળ મેં કશું જોયું નથી. માટે જલદી સાજાં થઈ જાઓ એટલે તમને ડાકારજીને પગે લગાડી ઘેર લઈ જાઉં..."

ભાનવિહોણી રૂપકુંવર કેવળ સાંભળતી હતી. તેનું મન આ કેફિયતમાંથી કંઈ અર્થ કાઢતું નહોતું. તેટલું તો તે અશકત બની ગયું હતું. સ્વજન અને દુશ્મન સૌ તેને અત્યારે સરખું હતું. મોંમાં કોળિયો પડતાં તેણે યાંત્રિક હિલચાલ શરૂ કરી. પણ બચકાનો લચકો ન થયો અને તે ગળાથી નીચે ન ઊતરી શક્યું. અંતરસ આવતાં શ્વાસ ઊપડયો અને છીંક તથા ઉધરસ દ્વારા કેટલુંક પેટમાં પેઠું જ્યારે કેટલાકની લુગદી બની બહાર તેનો છંટકાવ થયો. કપડાં, પથારી સૌ બગડયાં. નણંદ નાસી છૂટી. રૂપકુંવર ફરી શાંત પડી અને કલાક દોઢકલાક એમનો એમ પસાર થયો, ત્યાર પછી તો ઓચિંતો સનેપાત ઊપડયો. અને રૂપકુંવરના બુમાટથી ઘર એકઠું થઈ ગયું. લક્ષ્મીએ બગડેલી પથારી જોઈ અને કપાળ કૂટયું. શેઠાણી પણ કૂડું કરનારને શાપ પર શાપ વરસાવવા લાગ્યાં.

"બાપા...બાપા..." રૂપકુંવર લવારે ચઢી. "ચાલો હવે...મને અહીંથી તમારી ખાંધે નાખી ઉપાડો."

સુવાવડના ઓરડાની મર્યાદા ત્યજી શેઠ પણ અંદર આવ્યા.

"કેમ બેટા, શું છે?"

"મારાથી અહીં આ ભૂતિયા મહેલમાં નહિ રહેવાય. આ વરુએ મારી કૂખ ફાડી ખાધી...ઓ...મા...મા... બાપાજી, ઓ બાપાજી."

"હાં બેટા?"

"સાંભળતા નથી? મને અહીંથી ઉપાડો...મારા ખાટલા તળે મારાં સાસરિયાંએ બનેવીના ભાણાને જીવતો દાટ્યો છે."

સૌને લાગ્યું કે હાથમાં ન આવે તેવી રીતે ડાબળી ચસકી છે. બસ થઈ રહ્યું. શેઠનું ભડ બેઠું.

"બચાવો કોઈ બચાવો. બાપાજીને બચાવો...સાળાંઓએ આ ઘર સળગાવ્યું. બા, બનેવી, લક્ષ્મી, વીરચંદભાઈ નાસી છૂટો. આ ભયંકર આગો .."

બકબકાટ લગભગ બે કલાક ચાલ્યો અને અંત ઝડપભેર નજીક ને વધુ નજીક આવતો ચાલ્યો. અંતે અવાજ ધીમો પડતો ગયો; જીભ પૂરેપૂરી થોથરાઈ ગઈ; જીવ ઊંડાણમાં ગરક થતો ચાલ્યો. બાપની ડોકે વળગી રહીને મૃત્યુ પામવાની પોતાની ઝંખના રૂપકુંવરે સાર્થક કરી. શેઠે તેને ધાર્મિક વાતાવરણમાં પરલોકની યાત્રી બનાવવા ગીતાના અધ્યાયોનું ગુંજન શરૂ કર્યું. સૌએ સમય ચેતિ જઈ, જેમાંથી શાશ્વત શાંતી જ પ્રાપ્ત થનાર છે, તેવું ઇષ્ટદેવનું શરણું શોધ્યું. તેમના સૌના વચ્ચેથી

આજે એક અતિ ઉચ્ચ, નિર્દોષ આત્મા વિદાય લઈ રહ્યો હતો. તેની જોશીલી અને વેગીલી ગતિ સૌને ગંભીર બનાવી મૂંગું રુદન કરાવતી હતી; છેવટે અંતિમ ઘડીનો કાળ આવ્યો. શેઠે દીકરીના કાનમાં અપૂર્વ શાંતિથી ઉચ્ચારણ કર્યું.

“ श्रीकृष्ण शरणं मम ”

રહી સહી સભાનતાની ઝલક જાણે રૂપકુંવર બહાર કાઢવા મથતી ન હોય, અને પોતાના જીવનના સરવૈયાનો છેલ્લો આંકડો વારસા રૂપે સૌને સોંપવા માગતી ન હોય, તેમ બબડી.

“ શ...ર...ણ...મ...મ...મ ”

જન્માષ્ટમી ૨૦૦૨,
મણિનગર : અમદાવાદ



આ પુસ્તકના પાના ૩૩ થી ૨૪૮ સુધી ખડાયતા મુદ્રણ કલા મંદિર, ખાડિયા, અમદાવાદમાં શ્રી કંચનલાલ સી. શાહે છાપ્યું.